# श्रीपुरुषोत्तमगीता.

प्रकाशकः

शास्त्री मो. ज. द्विवेदी.

# श्रीपुरुषोत्तमगीता



સંયોજના તથા ભાષાંતર

કરી પ્રગટ કરનાર

ઈડરપ્રદેશાન્તર્ગત કુકડીઆ ગ્રામનિવાસી

**શાસ્ત્રી મોહનલાલ જગન્નાથ દ્વિવેદી.**



સંશોધક

**શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા.**



સંવત્ ૧૯૮૩ પ્રત ૩૦૦૦ સન ૧૯૨૬







મૂલ્ય: ૦-૧૨-૦

નકશાના ગ્રાહકોને અમૂલ્ય.



મુદ્રક
રા. ચિંતામણ સખારામ દેવળે, મુંબઈ વૈભવ પ્રેસ,
સર્વન્ટ્સ્ ઑફ ઈંડિયા સોસાયટીઝ બિલ્ડીંગ,
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ—મુંબઈ.

પ્રકાશક
શાસ્ત્રી મોહનલાલ જગન્નાથ દ્વિવેદી,
ભુલેશ્વર રોડ, કબુતરખાના સામે,
ઘર નં. ૧૧૬, ચોથે માળે, મુંબઈ.



## "શ્રી પરબ્રહ્મપ્રકાશ"નો નકશો તથા "શ્રીપુરૂષોત્તમગીતા" મળવાનું ઠેકાણું.



૧. "શ્રીપરબ્રહ્મપ્રકાશ કાર્યાલય" ભુલેશ્વર, કબુતરખાના સામે ઘર નં. ૧૧૬, ચોથે માળે, મુંબાઈ.

૨. પંડિત નારાયણ મુલજી બુકસેલર કાલબાદેવી રોડ, તેલવાડીને નાકે-મુંબાઈ.

૩. એન. એમ. ત્રિપાઠીની કુંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલકાદેવી-મુંબાઈ નં. ૨.

૪. શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા; હિરણ્યગર્ભકાર્યાલય, કાંદાવાડી, કલ્યાણ મોતીની ચાલ નંબર ૧ ત્રીજે માળે, ગિરગામ-મુંબઈ નંબર ૪.

# અર્પણપત્રિકા.

સ્વ. શેઠ મથુરાદાસ મનજી વાલજી,

મારા જનહિતાર્થે કરેલા પ્રયાસરૂપ આ "શ્રીપરબ્રહ્મપ્રકાશ"ના નકશાને તથા "શ્રીપુરૂષોત્તમગીતા"ને પ્રવર્તાવવા માટે આધુનિક અર્થગાંભીર્યના સમયમાં પણ "परोपकाराय सतां विभूतयः" એ વાકયને લક્ષીભૂત કરી આપનાં ગં. સ્વ. પત્ની બાઇ મણિબાઈએ મને જે આર્થિક સહાય કરી છે તે હેતુથી તેમજ આપનાં ધાર્મિક આન્દોલનોના સ્મરણપૂર્વકના આકર્ષણથી પ્રેરાઇ આ "શ્રીપુરૂષોત્તમગીતા"નું પુસ્તક આપનેજ અર્પણ કરૂં છું અને પરમકૃપાળુ પરમાત્મા પાસે યાચું છું કે આપના પવિત્ર આત્માને શાન્તિ આપે !

હું છું આપનો

મોહનલાલ જગન્નાથ શાસ્ત્રી.

# નિવેદન.



આધુનિક સમયમાં કલિના પ્રભાવે ધાર્મિક વૃત્તિમાં ઘણી જાતનાં આન્દોલનો થાય છે, પણ એટલું સમજવું જરૂરનું છે કે "શબ્દ વિભક્તિ વગર અને મનુષ્ય ભક્તિ વગર શોભતો નથી." એ ન્યાયે મનુષ્ય ભક્તિ વગર દુર્લભ એવા માનવ દેહનું કલ્યાણ કરી શકતો નથી. આ હેતુથી અમે મોક્ષના ઉત્તમ સાધનરૂપ "શ્રીપરબ્રહ્મપ્રકાશ" નામનો એક નકશો તૈયાર કરેલો છે. એ નકશાની યોજના મારા માતૃકુલોત્પન્ન સ્વઃ ત્રિવેદી પ્રહ્‌લાદ ધીરજરામે અનેક વર્ષના પ્રયાસે કરી અને જનસમુદાયને તેનો લાભ આપવાની ઈચ્છાથી અમે બન્ને જણે તેનો પ્રચાર કરવા પ્રયત્ન કર્યો, પરંતુ 'આર્થિક સ્થિતિની ઉત્તમતા વગર લોકોપયોગી કાર્યો થઇ

શકતાં નથી ' એ નિયમે નકશાનો મોટું ખર્ચ કરી અમે જનસેવા કરવા ફળીભૂત થઈએ એમ અમને લાગ્યું નહિ, છતાં પણ પ્રભુની કૃપાથી અને પુરૂષપ્રયત્નના પ્રતાપે સમય જતાં અમારો પ્રયત્ન સફળ કરી અમારા ઉત્સાહને વધારવા સદ્ધર્મપરાયણ શ્રીયુત શેઠ તુલસીદાસ મોરારજી અને સ્વર્ગવાસી શેઠ નગીનદાસ ફૂલચંદ ચીનાઇવાળાના પૌત્રો ( શેઠ જીવણલાલ, શેઠ માણેકલાલ તથા શેઠ જેસીંગભાઈ ) એ અમને આર્થિક મદદ કરી અને તેથી અમે એ નકશાનો ઝીન્કો બ્લોક કરાવી એને જનસમાજમાં બહાર પાડ્યો.

અમે એ પુરૂષાર્થ કર્યો ખરો; પરંતુ નકશાના પ્રમાણમાં તેના બ્લોકની સાઈજ નાની હોવાથી એનાં ચિત્રો તથા લખાણ બરાબર સમજાય એમ જણાયું નહિ અને તેથી અમે જે આશા રાખેલી તે પ્રમાણે એ નકશાનું લોકોપયોગી

પણું અમને ન જણાતાં અમારે નિરાશા સેવવી પડી અને તેટલામાંજ તેના પ્રયોજક સ્વ. પ્રહ્‌લાદજી પંચત્વ પામ્યા.

હવે હું એકાકી રહ્યો એટલે મારો ઉત્સાહ હીન થવાનો પ્રસંગ આવ્યો, છતાં પણ “ विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ” એ ન્યાયે મેં એનો પ્રયત્ન ફરીથી શરૂ કર્યો અને તેથી એ નકશાને સાત કલરમાં રંગીન ૩૦–૪૦ ની સાઈઝમાં રવિ-વર્માના જેવી, શુદ્ધ વાંચી શકાય એવી રીતે બહાર પાડવાની પ્રવૃતિ આદરી; પરંતુ એમાં પણ રૂપીઆ પાંચથી છ હજાર જેટલું મોટું ખર્ચ કરવાની મારી સ્થિતિ ન હોવાના પરિણામે ઘણો વખત કોઈ યોગ્ય મદદ આપનાર ગૃહ-સ્થની શોધમાં ફરવાનું મેં શરૂ કર્યું. દૈવેચ્છાથી એકસમયે મારા મિત્ર ડોકટર ગણપતરામ અધ્વર્યુને ત્યાં હું ગયેલો અને તેમની સાથે આ નકશા સંબંધી વાતચીત થયા બાદ અમો

નીચે ઉતર્યા કે ત્યાં મોટરમાં ગં૦ સ્વ૦ બાઇ મણિબાઇ તે શેઠ મથુરાદાસ મનજી વાલજીનાં વિધવા ત્યાં પોતાનું ઘર હોવાથી આવેલાં હતાં તેમની સાથે આ ધાર્મિક વસ્તુની પ્રશંસાપૂર્વક ડોકટરે મારી ઓળખ કરાવી.

બાઈ પોતે ધાર્મિક વૃત્તિનાં હોવાથી પોતાના દાદરના બંગલે મને બોલાવ્યો અને નકશાના સંબંધની સર્વ હકીકત મારી પાસેથી સાંભળી. ત્યારબાદ એ નકશો લોકોપયોગી થશે એમ એમને ભાસવાથી એઓ પોતે નકશાની ૧૦૧ કોપીનાં ગ્રાહક થયાં, એટલુંજ નહિ પરંતુ એ મારા કાર્યમાં બાકીની મોટી રકમની આર્થિક સહાય આપવારૂપ અનુપમ અવલમ્બન પણ મને આપ્યું, સાથે તેમની બાજુમાં રહેતા શ્રીકૃષ્ણ સીનેમા કુંપનીના માલેક શ્રીયુત શેઠ માણેકલાલ બી. પટેલ સાથે મને ઓળખાણ કરાવી, નકશાનું દરેક સ્વરૂપ તેમને સમજાવી, મને લીથોના સર્વ કામમાં પૂર્ણ

મદદ કરવા તેમને ભલામણ કરી, કે જે તેમણે તે પ્રમાણે તનમનથી કરી પણ ખરી. એટલે આપ્રમાણે મને આર્થિક અને વ્યાવહારિક ઉત્તમ પ્રકારની મદદ કરનાર આ બન્નેનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો, કારણ કે એમના અવલમ્બનથીજ અને તેમાં પણ ખાસ કરી ગં. સ્વ. બાઇ મણિબાઇની પોતાના સ્વર્ગસ્થ સ્વામી શેઠ મથુરાદાસ મનજી વાલજીના પુણ્યાર્થે ૧૦૧ કોપીનાં ગ્રાહક થવા સાથે ઉદારતા ભરી બીજી પણ આર્થિક સહાયથીજ આજે હું એ નકશો મોટી સાઇજમાં લોકસમક્ષ મુકવા તથા 'શ્રીપુરૂષોત્તમગીતા'ને પુસ્તકરૂપે બહાર પાડવા સમર્થ થયો છું, અને તેથી ઇચ્છુ છું કે પરમાત્મા એમનું કલ્યાણ કરે!

બીજું નકશામાં આપવામાં આવેલાં પ્રમાણોમાં કેટલીક અપૂર્ણતા જણાતાં, સર્વાંશે તો નહિં તોપણ બન્યું તેટલા પ્રમાણમાં બીજાં પણ અનેક ધાર્મિક ગ્રન્થોનાં પ્રમાણો મેળવી

તેમને સંકલનાપૂર્વક ગોઠવી, ભાષાન્તર કરી તેમનું "શ્રીપુરૂષોત્તમગીતા"રૂપે પુસ્તક બહાર પાડવા મેં જે પ્રયત્ન કરેલો છે તેમાંના ભાષાન્તર વગેરેના કાર્યમાં તેમજ સંશોધનમાં રાજપીપલા સંસ્થાનમાં આવેલા નર્મદાતટસ્થ "લાલોદ"ગ્રામનિવાસી મારા સ્નેહી રા. રા. **શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડયા**એ મને જોઈતી જે અનુપમ મદદ કરી છે તથા મારા ગુરૂ પૂજયપાદ **શાસ્ત્રીજી** હરગોવિન્દ યદુરામે પણ જે મદદ કરી છે તે બાબત એ બંનેનો આભાર માનવો પણ હું વિસરી શકું તેમ નથી. સાથે મારા આ પ્રયાસમાં અગાઉથી ગ્રાહક થઈ અન્ય જે સદ્‌ગૃહસ્થોએ મને સહાય કરી છે, કે જેમનાં નામ પુસ્તકની છેવટના ભાગમાં આપવામાં આવ્યાં છે તે સર્વનો પણ આભાર માની સર્વનું કલ્યાણ ઈચ્છી હું વિરમું છું.

**મોહનલાલ જગન્નાથ શાસ્ત્રી.**

# ભૂમિકા.



સૃષ્ટિની ઉત્પત્તિસમયે શ્રીપરબ્રહ્મ પુરૂષોત્તમના હૃદયાકાશના પ્રણુવનાદથી સર્વ શાસ્ત્રની ઉત્પત્તિ થયેલી છે. તેનાં ચાર વેદ, ચાર ઉપવેદ, વેદનાં છ અંગ, પુરાણુ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર મળી એકંદર અઢાર પ્રસ્થાન છે. આ સર્વ પ્રસ્થાનમાં-શ્રી પ્રભુ-સંબંધી તત્ત્વાર્થ ભરેલો છે. વસ્તુસ્થિતિ એવી છે કે, અંગ અને ઉપાંગવડે શાસ્ત્ર વિશાળ છે અને આયુષ્ય અલ્પ તથા અનિશ્ચિત છે, આવી પરિસ્થિતિમાં જિજ્ઞાસુઓને પરિતૃપ્ત કરવાનો અનુકૂળ માર્ગ એ છે, કે સ્વલ્પ સમયમાં સાધનસંપન્ન બની શકાય અને યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિથી મોક્ષપદનો પૂર્ણ અધિકાર મેળવી શકાય એવા પ્રકારનો જ્ઞાનપ્રબંધ જિજ્ઞાસુ-

ઓની દૃષ્ટિ સમક્ષ મુકવો. આટલા માટે શ્રીકૃષ્ણ પરમાત્માએ સર્વ શાસ્ત્રના તત્ત્વરૂપ શ્રીઉપનિષદોનું દોહન કરી મુમુક્ષવર્ગ માટે શ્રીમદ્ ભગવદ્ગીતા દ્વારા અર્જુનને ઉત્તમતાથી જ્ઞાનનો પાઠ શીખવ્યો છે અને એ પ્રબંધ-સર્વ જ્ઞાનસામગ્રીનો તત્ત્વાર્થ-શ્રીભગવદ્ગીતાના "૧૫" મા અધ્યાયમાં શ્રીભગવાને સ્વમુખે વર્ણવેલો છે. એ શ્રીપુરૂષોત્તમ યોગના અધ્યાયનું બીજ શ્રીહરિએ તેજ અધ્યાયના પ્રથમ શ્લોકમાં અદૃશ્યં મૂળતત્ત્વરૂપે વાવેલું છે, પરંતુ તેનું વાસ્તવિક સ્વરૂપ મનુષ્યમાત્રથી સહજમાં જાણી શકાય તેવું ન હોવાથી અમોએ દીર્ઘ કાળના અભ્યાસથી અને સત્સંગથી સચ્છાસ્ત્રોનું અવલોકન કરી, ઉંચે જેનું મૂળ છે, નીચે જેની શાખાઓ છે, વેદ-છંદો જેનાં પાંદડાં છે અને ત્રિકાણ્ડવિષય જેનું અમૃતમય ફળ છે એવો એક કલ્પવૃક્ષરૂપ

"શ્રીપરબ્રહ્મપ્રકાશ" એ નામનો નકશો, કે જેની અંદર ૧૨૫ સુશોભિત ચિત્રો, ૨૨૫ શ્લોકો, ૧૮ પરિચ્છેદો અને સપ્રમાણ ભાષાનો પણ સમાવેશ કરેલો છે તે ઉત્તમ પ્રકારની રચનાવડે ચિત્રપટરૂપે બનાવી પ્રસિદ્ધ કર્યો છે.

આ "શ્રીપરબ્રહ્મપ્રકાશ" નકશામાં શ્રીહરિના સંકલ્પથી સૃષ્ટિક્રમ અને હૃદયાકાશના પ્રણવનાદથી શાસ્ત્રક્રમ તથા આ ઉભયના સંયોગથી જે પ્રકાશક્રમ પ્રગટ થયો છે તેની સ્થિતિ ક્યાંસુધી રહેશે ? સ્થિતિકાળમાં પ્રભુના અવતાર શા માટે થાય છે ? કલિયુગમાં મનુષ્યનું કર્તવ્ય શું ? મોક્ષનાં સાધન ક્યાં ? તત્ત્વસ્વરૂપ જ્ઞાનોપદેશ શો ? મોક્ષનું સ્વરૂપ શું ? પ્રલય કેવી રીતે થાય છે ? ઈત્યાદિ વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે, કે જેથી મુમુક્ષુને કાર્યસિદ્ધિ માટે અન્ય વિશેષ સાધનો પ્રાપ્ત કરવા કરતાં આ એકજ સાધન વધારે સુલભ થઈ પડે.

હવે આ “ શ્રીપરબ્રહ્મપ્રકાશ ”ના નકશામાં જે કંઈ સૃષ્ટિક્રમ વગેરે આપવામાં આવ્યું છે તે સપ્રમાણ છે કે કેમ તે જાણવાને માટે મેં એ નકશાની ઘટના જે પ્રમાણોના આધારે ઘડવામાં આવી છે તે અનેક ગ્રંથોમાંથી ઉદ્દ્ધૃત કરેલાં પ્રમાણો-કે જે પ્રમાણો નકશાના સ્વર્ગસ્થ પ્રયોજકે નકશામાં પણ આપેલાં છે તે-તેમ જનસમાજના સ્પષ્ટતર જ્ઞાનને માટે બીજાં પણ અનેક પ્રમાણો ગ્રંથાન્તરોમાંથી ઉદ્દ્ધૃત કરી તે સર્વને સંકલનાપૂર્વક સંબદ્ધ કરી એક પુસ્તકરૂપે બહાર પાડેલાં છે, કે જે પુસ્તકનું નામ ભગવાન્ પુરૂષોત્તમજ સર્વનું મૂળ હોવાથી અને તેમનાથીજ આ સમગ્ર સૃષ્ટિ ઉત્પન્ન થએલી હોવાથી, તેમ નકશામાં પણ સર્વના આદિભૂત તે પુરૂષોત્તમ પ્રભુનેજ જણાવેલા હોવાથી “ श्रीपुरुषोत्तमगीता ” એ પ્રમાણે રાખવામાં આવ્યું છે. એના આઠ

અધ્યાયરૂપે વિભાગ પાડવામાં આવેલા છે અને તે દરેક અધ્યાયમાં શું શું વર્ણવવામાં આવ્યું છે તે ટુંકમાં જાણવું જરૂરી હોવાથી નીચે પ્રમાણે આપવામાં આવે છે:

૧ પહેલા—અધ્યાયમાં ભગવાન્ આદિપુરૂષ પુરૂષોત્તમથી ઉત્પન્ન થએલી પ્રધાનપુરૂષ, મહત્તત્ત્વ વગેરેથી આરંભી બ્રહ્મા વગેરે સુધીની જે તત્ત્વસૃષ્ટિ નકશામાં આપવામાં આવેલી છે તેનું તથા દેવીઓ અને પ્રજેશો વગેરેની સૃષ્ટિનું વર્ણન આપવામાં આવ્યું છે.

૨ બીજા—અધ્યાયમાં નકશામાં આપેલા વિરાટ્–અંડ–બ્રહ્માંડને વિષે રહેલા ચૌદ લોકનું, તેમાં જુદા આપેલા ભૂલોકનું–દ્વીપો વગેરેનું–તથા બ્રહ્મદેવે ઉત્પન્ન કરેલી બીજી જે સનકાદિક તથા રૂદ્ર રૂદ્રાણી વગેરેની સૃષ્ટિ છે તેનું વર્ણન કરવામાં આવ્યું છે.

૩ **ત્રીજા**—અધ્યાયને વિષે નકશામાં બતાવેલી બ્રહ્માના મુખમાંથી જે ચૌદ વિદ્યાઓ ઉત્પન્ન થઈ તેનું તથા બ્રહ્માના દેહથી એક જોડલું ઉત્પન્ન થતાં તેનાથી પ્રિયવ્રતના પુત્રો સુધીની સૃષ્ટિની વૃદ્ધિ કેવી રીતે થઇ તેનું કથન કરવામાં આવ્યું છે.

૪ **ચોથા**—અધ્યાયમાં સાત દ્વીપોમાંના નકશામાં જુદા આપેલા જમ્બુદ્વીપ-ના નવ ખંડો-નું, મેરૂપર્વતનું, તેના ઉપરિભાગનું, લોકાલોક વગેરેનું, નવખંડોના અધિષ્ઠાતા દેવ તથા તેમના ઉપાસકોનું અને ભરતખંડની મહત્તા વગેરેનું વર્ણન આપવામાં આવ્યું છે.

૫ **પાંચમા**—અધ્યાયમાં ભગવાન્ પુરૂષોત્તમજ સંસારનું મૂળ હોવાથી તે પરમાત્માનું, ક્ષરાદિ પુરૂષોનું, પ્રકૃતિઓનું તથા નકશામાં આપેલા પરમાત્માના ભારતવર્ષમાં થએલા અવતારો વગેરેનું જ્ઞાન દર્શાવવામાં આવ્યું છે

૬ છઠ્ઠા—અધ્યાયને વિષે ભગવાનના વિવિધ પ્રકારના ભક્તોનું, તેમની ગતિનું, ભગવાનના વિરાટ્ સ્વરૂપનું, તેમની વિભૂતિનું તથા ભકિતના માહાત્મ્ય વગેરેનું કથન કરવામાં આવ્યું છે.

૭ સાતમા—અધ્યાયમાં ભારતભૂમિ એ કર્મભૂમિ હોવાથી કર્મની મહત્તાનું, મનુષ્યાવતારમાં અવશ્ય જાણવા યોગ્ય એવાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનાં સ્વરૂપ તથા જ્ઞાન અને જ્ઞેય શી વસ્તુ છે તેનું, દૈવી અને આસુરી સંપત્તિનું તથા પ્રલયનું વિવેચન કરવામાં આવ્યું છે.

૮ આઠમા—અધ્યાયમાં મનુષ્યોને ઉપદેશયોગ્ય એવાં કલ્યાણકારક વચનોથી ટૂંક સ્વરૂપમાં વિવિધ વિષયોના જ્ઞાનનું તથા સત્સંગના માહાત્મ્યસહિત ગીતાની ફલશ્રુતિનું વર્ણન આપવામાં આવ્યું છે.

આ પ્રમાણે નકશામાં આપવામાં આવેલા અનુપમ વર્ણનના જ્ઞાનને માટે મૂળ પ્રયોજકનાં પ્રમાણો સાથે તે પ્રમાણો પ્રમાણમાં કંઈક અપૂર્ણ લાગવાથી નકશાની કલ્પનાને શાસ્ત્રીય રીતે સંબદ્ધ થઈ અનુકૂલ આવે તેવાં મારાથી બને તેટલાં બીજાં પણ પ્રમાણો મેળવી એ સર્વને સંકલનાપૂર્વક બરાબર ગોઠવી, તેના અધ્યાયરૂપે વિભાગ પાડી, જનસમાજને જેમ રૂચિકર થઈ અન્તઃકરણમાં પરમાત્માની લીલાનું અબાધિત જ્ઞાન ઉત્પન્ન થાય તેવા હેતુથી આ “ श्रीपुरुषोत्तमगीता ”ના પુસ્તકને બહાર પાડી લોકકલ્યાણની વિશુદ્ધ વૃત્તિથી પરમાત્માના તાત્ત્વિક જ્ઞાનને જનસમક્ષ મુકવા મેં બને તેટલો પ્રયત્ન કરેલો છે અને ભવિષ્યમાં પણ તેવો બનતો પ્રયત્ન કરીશ, છતાં પણ ‘ મનુષ્યમાત્ર ભુલને પાત્ર છે ’ એ ન્યાયે મારી આ પુસ્તકની સંયોજનામાં કોઈને કંઈ સ્ખલન અથવા

અપૂર્ણતા જણાય તો તે ક્ષન્તવ્ય ગણી યોગ્ય સૂચના દ્વારાજ તેઓ પોતાની મહત્તાનું દિગ્દર્શન કરાવશે એટલું કહી એમ ઇચ્છીશ કે મારા આ કર્તવ્યથી જો લોકસમૂહની વૃત્તિ કિંચિત્ માત્ર પણ પરમાત્માના તત્ત્વ તરફ વળી તે આત્મકલ્યાણ કરવા સમર્થ થશે તો મારો આ કરેલો પ્રયત્ન હું સફળ થએલો સમજીશ.

હવે આ " શ્રીપુરૂષોત્તમગીતા " સાથે "શ્રી પરબ્રહ્મપ્રકાશ "ના નકશાને બરાબર સમજવા માટે કેટલુંક સ્પષ્ટ વિવેચન આપવું જરૂરી હોવાથી તે આપવું ઉચિત ધારી તે આપવામાં આવે છે, કે જેને નકશાની તથા " શ્રીપુરૂષોત્તમગીતા'ની સાથે મેળવી જોવાથી અને વાંચવાથી નકશામાં તાત્ત્વિક વસ્તુ શું છે તે સંબંધનું સ્પષ્ટ જ્ઞાન થઈ શકે. એ વિવેચન આ પ્રમાણે છેઃ

**નારદજીના હાથમાં ધ્વજ**—પતાકા છે. તેના ઉપરના પંજા-હાથથી મૂળ પુરૂષોત્તમનું મૂળપ્રકૃતિથી પર અનન્ત પ્રકાશવાળું ગોલોક (અસંખ્ય નામો પણ છે) ધામ બતાવવામાં આવ્યું છે. તેના મધ્યમાં રાધિકાજીસહિત શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ છે. ત્યાં અસંખ્ય મુક્તોથી સેવાતા ભગવાન્ વિરાજે છે. તે ગોલોકની નીચે ભગવાનના હૃદયથી ઉત્પન્ન થએલાં એકઅંશરૂપ મૂળ (પ્રણવ) પુરૂષનું સ્થાન બતાવવામાં આવ્યું છે, કે જે સ્થાન-માંથી મોક્ષસ્થાન બતાવનાર શુકલમાર્ગ (લાંબી લીટી) નો છેડો પસાર થઈ ગોલોક તરફ જાય છે. તે સ્થાન પછીનું જે મૂળ પ્રકૃતિપુરૂષનું સ્થાન છે ત્યાં શ્રીકૃષ્ણ ભગવાને પુરૂષરૂપે થઈને પ્રકૃતિને વિષે ગર્ભ મૂકવાથી અનન્તકોટિ પ્રધાનપુરૂષોનાં જોડાં ઉત્પન્ન થાય છે. અસંખ્ય પ્રધાનપુરૂષોની સંખ્યા બતાવવા માટે દૃષ્ટાન્ત તરીકે બીજાં

દશ સ્થાનો મુકેલાં છે. પ્રણવપુરૂષની નીચેના પ્રકૃતિપુરૂષના સ્થાનની બંને તરફ જે સ્થાનો બતાવવામાં આવ્યાં છે તેમાં ડાબી તરફનું મહાશિવલોકનું તથા જમણી તરફનું મહાવિષ્ણુલોકનું સ્થાન છે અને તે બન્ને સ્થાનો પ્રકૃતિથી પર કહેલાં છે. મૂળપ્રકૃતિ અને મૂળપુરૂષને પરાપ્રકૃતિપુરૂષ કહેલાં છે અને પ્રધાનપુરૂષ અને પ્રધાનપ્રકૃતિને અપરાપ્રકૃતિપુરૂષ કહેલાં છે. અપરાપ્રકૃતિપુરૂષવાળા પ્રધાનપુરૂષસ્થાનમાં તે પ્રકૃતિને વિષે પુરૂષરૂપે વાસુદેવ ભગવાને ગર્ભ મુકવાથી મહત્તત્ત્વ ઉત્પન્ન થાય છે, એ મહત્તત્ત્વનું પાંદડાંના આકારવાળું સ્થાન બતાવવામાં આવ્યું છે. મહત્તત્ત્વથી ત્રણ પ્રકારનો અહંકાર ( સત્વ-રજ-તમ ) ઉત્પન્ન થાય છે અને તેનાં સ્થાનો કલ્પીને બતાવવામાં આવેલાં છે. સાત્વિક અહંકારથી દશ ઇન્દ્રિયો અને ચાર અંતઃકરણના મળી ૧૪ દેવતાઓ અને મનની

ઉત્પત્તિ, તામસ અહંકારથી પંચમહાભૂત અને પંચવિષયની ઉત્પત્તિ અને રાજસ અહંકારથી ૧૦ ઇન્દ્રિયો, બુદ્ધિ અને પ્રાણની ઉત્પત્તિ બતાવવામાં આવી છે. એ એકંદર ૩૭ કાર્યોથી ૮ આવરણવાળું ૧ બ્રહ્માણ્ડ ઉત્પન્ન થાય છે, કે જે બ્રહ્માણ્ડમાં ૧૪ લોક રહેલા છે. તે સ્વરૂપ વૈરાટનારાયણનું છે. ૧૪ લોકને વિષે કયા કયા લોકો રહે છે તે સ્થાનો પણ નામ સાથે વૈરાટસ્વરૂપમાં સિધી લીટીમાં ગોળાકારે બતાવેલાં છે.

વૈરાટનારાયણના નાભિપદ્મની મધ્યે જે ભૂલોક છે તે વૈરાટનારાયણની ડાબી તરફ ગોળાકારે મોટા ચક્રરૂપે જુદો જણાવેલો છે. તે ભૂલોકમાં ૭ દ્વીપ અને ૭ સમુદ્ર છે, તેમાંના જમ્બુદ્વીપનું વર્ણન ભૂલોકચક્રની ઉપર ચક્રાકારે મુકવામાં આવ્યું છે. વળી ભૂલોકમધ્યેનો જે પુષ્કર દ્વીપ છે તે મધ્યે ૧ માનસોત્તર પર્વત છે. તેના

ઉપર દિક્‌પાલોનાં ૮ દિશાઓમાં ૮, ૧ નીચે તથા ૧ ઉપર એમ મલીને ૧૦ સ્થાનો છે. માનસોત્તરથી આગળ ભૂમિકા છે. તે પછી સુવર્ણની ભૂમિકા, પછી લોકાલોક પર્વત અને લોકાલોક પર્વતથી પર માયાનું તમ છે. લોકાલોક પર્વતની ઉપર દિગ્ગજો કે જેઓ વડે આ ભૂર્લોક ટકી રહેલો છે તેમનાં સ્થાન છે. માયાનાં તમથી પર મહાજલ છે અને તે જલમાં ૮ ભુજાવાલા ભૌમાપુરૂષનું સ્થાન છે, કે જ્યાં શ્રીકૃષ્ણ ભગવાન્ બ્રાહ્મણના છોકરાને સ્વદેહે લેવાને પધાર્યા હતા. ભૂર્લોકચક્રમાં જે ક્ષીરસાગર છે તેમાં શ્વેતદ્વીપાધિપતિ શ્રીવાસુદેવ ભગવાન્‌નું સ્થાન છે અને તેમાં નિરાન્નમુક્તો રહે છે. ભૂર્લોકના ચક્રમાંના ચક્રની પહેલાંનું મોટા પાટાવાળું ૧૯ મા નંબરવાળું જે માયાના તમનું ચક્ર છે, તે ચક્રમાંના અસુર લોકો ભૂર્લોકની પ્રજાનું ભક્ષણ ન કરે તેને માટે તે ચક્રની

આજુબાજુ ભગવાન્ સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધરૂપ સગુણસ્વરૂપે તેનું રક્ષણ કરી રહેલા છે. માનસોત્તર પર્વતથી ઉપર જે દિક્પાલો છે તેની મધ્યે દક્ષિણમાં સંયમની નામની એક પુરી છે અને ત્યાં યમરાજાનું સ્થાન છે, કે જ્યાં જીવો અધમ કર્મના યોગે નરકમાં જાય છે.

ભૂર્લોકનો ૫૦ કરોડ યોજનનો વિસ્તાર છે. તેમાં મધ્યભાગે ૧ લક્ષ યોજન મેરૂપર્વત છે અને તેના ઉપર બ્રહ્માનું સ્થાન છે. તેની આજુબાજુ ફરતા ૯ ખણ્ડો છે. તે ખણ્ડોનાં નામ અને ઉપાસનાદિ ત્યાં બતાવવામાં આવ્યું છે. તેમાંના દક્ષિણ તરફનો જે ભરતખણ્ડ તે મોક્ષ મેળવવા માટે સાધનભૂત હોવાથી ઉત્તમ માનેલો છે. એ ભરતખણ્ડનું ચક્ર ભૂર્લોકના ચક્રની નીચે અર્ધચન્દ્રાકારે બતાવ્યું છે. તેમાં મોટા ૨૫ા દેશો છે. આ ભરતખણ્ડના આર્ય અને અનાર્ય એવા

બે વિભાગો છે. આર્યપ્રદેશમાં છ પ્રકારના–અંશ, કલા, વિભૂતિ, આવેશ, પૂર્ણ અને પરિપૂર્ણ–ભગવાન્‌ના અસંખ્ય અવતાર થાય છે. તે મધ્યેના મુખ્ય ૨૪ અવતારોનાં સ્વરૂપો ભરતખણ્ડની મધ્યે ગોળાકારે મુકેલાં છે. કોઈ વેળા સર્વાંશે મૂળ સ્વરૂપ પણ પ્રકટ થાય છે. એ ભરતખણ્ડની ઉત્તરદિશાએ કૈલાસ અને બદ્રિકાશ્રમ છે. ભરતખણ્ડના આર્યપ્રદેશમાં જે જીવો ત્રિકાણ્ડવિષયનું પરિપકવ સાધન કરે છે તે તેના યોગે ભાગવતદેહને ધારણ કરી સિધીલીટી–અર્ચિમાર્ગ–ને રસ્તે થઇ પ્રકૃતિથી પર ગોલોકધામમાં જાય છે અને જો સાધનમાં ખામી રહે છે તો તેમની ક્રમમુક્તિ થાય છે. જે જીવો સકામ કર્મ કરનારાઓ અર્થાત્ આર્થિક ભક્તિ કરનારાઓ અને લૌકિક જ્ઞાન મેળવનારા છે તે ધૂમકૃષ્ણ માર્ગવડે બ્રહ્માના લોકસુધી જઇ ત્યાંથી પતન પામે છે.

શ્રીવૈરાટનારાયણના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે તે સ્થાન નાભિકમળથી લાંબી વેલ કાઢીને બતાવવામાં આવ્યું છે. બ્રહ્માથી સૃષ્ટિ અને શાસ્ત્ર એ બન્નેની ઉત્પત્તિ થાય છે. બ્રહ્માના મસ્તકની ઉપર જે મંડળ બતાવવામાં આવ્યું છે તે બધું શાસ્ત્રની ઉત્પત્તિનું છે અને નીચેના ભાગમાં જે મણ્ડલ છે તે સૃષ્ટિની ઉત્પત્તિનું છે.

શ્રીવૈરાટનારાયણના ચરણારવિન્દની નીચે સહસ્રમુખી શેષનારાયણનું અને જમણી તરફ ચરણારવિંદપાસે હંસપક્ષીનું સ્વરૂપ મુકવામાં આવ્યું છે. તે પક્ષીના સ્વરૂપનો આશય એવો છે, કે ઉત્તમ પ્રકારનો મુમુક્ષુ જ્યારે શ્રીભગવત્પ્રીત્યર્થં નિષ્કામવૃત્તિથી કર્મો કરે છે ત્યારે તેની ડાબી, અને ભગવત્સંબંધી અલૌકિક જ્ઞાન મેળવે છે ત્યારે તેની જમણી પાંખ તૈયાર થાય છે અને જ્યારે જ્ઞાન

તથા માહાત્મ્યસહિત શ્રી પુરૂષોતમ નારાયણની અનન્યભક્તિ કરે છે ત્યારે આખું હંસસ્વરૂપ તૈયાર થાય છે; એ પ્રમાણે તે પોતે જીવાત્મા હંસસ્વરૂપ બની અર્ચિ–શુકલ–માર્ગે કરીને ભગવાન્‌ના ગોલોકધામમાં જાય છે. હંસસ્વરૂપની જે નિષ્કામ કર્મોથી થયેલી ૧ નંબરવાળી પાંખ છે તેનાં નિષ્કામ કર્મોને બતાવનારૂં ચિત્ર નકશાના છેવટ નીચેના ભાગમાં જમણી તરફ છે, કે જેમાં યજ્ઞયાગાદિક વગેરે થાય છે અને ૨ નંબરવાળી જે જમણી પાંખ ભગવત્‌સંબંધી અલૌકિક જ્ઞાનથી થયેલી છે તેનું ચિત્ર નકશાના છેવટની નીચેના ભાગમાં ડાબી તરફ બતાવવામાં આવ્યું છે, કે જ્યાં એક યોગીનું ચિત્ર પણ મુકવામાં આવ્યું છે.

શ્રીશેષનારાયણના સ્વરૂપની નીચે શ્રીરાધાકૃષ્ણનું સ્વરૂપ મુકવામાં આવ્યું છે. તેના સાધ-

કોને તેની ભક્તિ કરવાના હેતુથી એ સ્વરૂપના ચરણારવિન્દની નીચે મધ્યમાં એક સૂત્સંગ-સ્વરૂપ તથા આજુબાજુ ચારે ખુણાઓમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનાં ગોળાકારે નાનાં સ્વરૂપો મુકવામાં આવ્યાં છે. પાંચે સ્વરૂપોનો વિસ્તાર મહત્તત્ત્વની ડાબી તરફ ધર્માદિકની જે પાંખડી મુકવામાં આવી છે તેમાં છે. રાધાકૃષ્ણની જમણી તરફ પંચાયતન દેવનાં અને ડાબી તરફ ભાગવત ધર્મ ગ્રહણ કરનારા પંચ મહાપુરૂષો ( ઉદ્ધવ, શુકદેવ, ધ્રુવ, પરીક્ષિત અને નારદ ) નાં સ્વરૂપો બતાવેલાં છે.

શ્રીગોલોકધામથી એક અંશી મૂળપુરૂષની આજુબાજુ જે બે પાંખડીઓ મુકવામાં આવી છે તેમાં પ્રણવથી થયેલી શાસ્ત્રની ઉત્પત્તિનું વર્ણન જણાવવામાં આવ્યું છે.

મહત્તત્ત્વની આજુબાજુ જે બે પાંખડીઓ બતાવેલી છે તેમાં જમણી પાંખડીમાં પ્રભુનાં સ્વરૂપોની અભેદતા અને ત્રિકાણ્ડવિષયનાં સાધન સંબંધી તથા ડાબી તરફની પાંખડીમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિવડે મોક્ષનાં સાધનો તેમજ સત્સંગસંબંધી વર્ણન આપવામાં આવ્યું છે.

શ્રીરાધાકૃષ્ણની આજુબાજુમાં પંચાયતનની જોડે જમણી તરફના ખંડમાં શ્રીપરબ્રહ્મના સંકલ્પથી અનન્તકોટિ બ્રહ્માંડોની ઉત્પત્તિના કર્મસંબંધી અને ડાબી તરફના ખંડમાં ચાર પ્રકારના પ્રલયસંબંધી લખાણ લખવામાં આવ્યું છે.

શ્રી ભગવાન્ રામ અને કૃષ્ણના અવતાર, કે જેમાં રામ કશ્યપઋષિની અદિતિ સ્રીથી ૬૧ મા પુરૂષે અને કૃષ્ણ અત્રિઋષિની અનસૂયા સ્રીથી ૫૩ મા પુરૂષે પ્રગટ થયા તે સૃષ્ટિક્રમમાં

તે તે ઋષિથી વેલ કાઢી, રામાવતાર કર્મકાણ્ડના ચિત્ર ઉપર અને કૃષ્ણાવતાર ઇંદ્રિયોના દેવતા મધ્યેના ચંદ્રદેવની જોડે નાના નાના સ્વરૂપે મુકેલા છે.

ગોલોકધામની આજુબાજુના બે મોટા ખંડોમાં નકશામાં સમાવેલી હકીકતોને લગતાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતા તથા શ્રીમદ્‌ભાગવતાદિ પુરાણો વગેરે સત્‌શાસ્ત્રનાં પ્રમાણો લખવામાં આવ્યાં છે, કે જે પ્રમાણોનો સમાવેશ "શ્રીપુરુષોત્તમગીતા"માં કરવામાં આવેલો છે.

નકશામાં આજુબાજુ જે જે લખાણો છે તે નકશા સંબંધી હકીકતો માટેનાં પ્રમાણો અને ઉપદેશોનાં છે, તેમાં શાસ્ત્રના એકંદર ૨૨૫ શ્લોકોનો અને સારરૂપે ભાષાનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

આ પ્રમાણે સામાન્ય સમજુતી આપી હવે ક્રમથી કંઈક વિસ્તૃત વિવેચન તરફ વળીએ.

સૃષ્ટિક્રમ—ઉર્ધ્વ મૂળરૂપ અને પરબ્રહ્મ એવા શ્રીકૃષ્ણ પુરૂષોત્તમનારાયણ સચ્ચિદાનંદ પ્રભુના " एकोऽहं बहु स्याम् " એવા એક સંકલ્પમાત્રથી સૃષ્ટિક્રમ એવી રીતે ઉત્પન્ન થયો છે, કે પ્રથમ પ્રભુ પોતાના એક અંશ વડે પુરૂષરૂપે કરી પોતાની મૂળ માયાને વિષે ચેતનરૂપી ગર્ભ મુકે છે. પછી તે માયા ચેતનરૂપી ગર્ભને ધારણ કરી, અનન્તકોટિ પ્રધાનપુરૂષોનાં જોડલાં ઉત્પન્ન કરે છે, પછી તે હરેક પ્રધાનપુરૂષથી મહત્તત્ત્વ, અને મહત્તત્ત્વથી સત્ત્વ, રજ ને તમ ગુણવાળો અહંકાર થાય છે. એ ત્રણ ગુણમાંના તમોગુણથી શબ્દ, શબ્દથી આકાશ, આકાશથી સ્પર્શ, સ્પર્શથી વાયુ, વાયુથી રૂપ, રૂપથી તેજ, તેજથી રસ, રસથી જલ, જલથી ગંધ અને ગંધથી પૃથ્વી ઉપજે છે; રજોગુણથી ૧૦ ઇન્દ્રિયો, બુદ્ધિ અને પ્રાણ ઉત્પન્ન થાય છે અને સત્ત્વગુણથી ૧૦ ઇન્દ્રિયોના

તથા ૪ અન્તઃકરણના મળી ૧૪ દેવતાઓ અને મન ઉપજે છે. એ સર્વ દેવ ભેળા થઈ પોતાના અંશે કરી બ્રહ્માંડરૂપ વૈરાટને રચે છે. ત્યાર પછી તે વૈરાટની નાભિથી બ્રહ્મા અને બ્રહ્માથી મરિચ્યાદિની માનસિક સૃષ્ટિ ઉપજે છે, પરંતુ તે સૃષ્ટિ વૃદ્ધિ ન પામવાથી બ્રહ્મા પોતાના શરીરના વિભાગથી મનુ અને શતરૂપાને ઉત્પન્ન કરી તેમને મૈથુનધર્મથી પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા કરે છે ત્યારે સૃષ્ટિ વૃદ્ધિ પામે છે. (આનાં પ્રમાણો પુરૂષોત્તમગીતામાં છે) તે સૃષ્ટિને બ્રહ્મા ગુણ અને કર્માનુસાર બ્રહ્માંડમાં ઉર્ધ્વ અને અધઃ આદિ સ્થળે પહોંચાડી, સંસિદ્ધ જીવોને મોક્ષક્ષેત્રમાં રાખી, પોતે સત્યલોકમાં જઈ ૧૦૦ વર્ષ પર્યન્ત દેહને રાખે છે. એ રીતે પ્રભુ બ્રહ્મારૂપે સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, તેજ પ્રમાણે વિષ્ણુરૂપે રક્ષે છે અને શિવ [ કાલ ] રૂપે તેનો સંહાર કરે છે.

**શાસ્ત્રક્રમ**—મૂળ પ્રણવ શ્રીકૃષ્ણપ્રભુના હૃદયાકાશમાં રહેલો છે. સૃષ્ટિના આરંભમાં પ્રથમ પ્રભુથી ‘ૐ’ એવો શબ્દ થાય છે અને તે શબ્દથી શાસ્ત્રની ઉત્પત્તિ થઈ છે. તે એવી રીતે કે પ્રથમ ઉત્પત્તિ વેળા વૈરાટના મસ્તકને વિષે રહેલું જે સહસ્ત્રદળનું કમળ, તેને વિષે પ્રભુ પ્રવેશ કરીને અક્ષર બ્રહ્માત્મક એવો નાદ કરે છે, તે નાદ સુષુમ્ણામાર્ગે વૈરાટના નાભિકંદ પ્રત્યે વ્યાપી મહાપ્રાણ રૂપે ઉંચો વૃદ્ધિ પામે છે, આથી વૈરાટનું નાભિપદ્મ જે અધોમુખ હોય છે તે ઉર્ધ્વ થાય છે. નાભિકંદ પ્રત્યે જે નાદ થયો તે પરા વાણી. તે વાણી વેદની ઉત્પતિ માટે પ્રભુએ બીજરૂપે કરીને પ્રકાશ કરી છે, તે તેજના પ્રવાહરૂપ છે તથા અર્ધમાત્રારૂપ છે. પછી તે વાણી વૈરાટના ૧ હૃદયાકાકાશને પામી પશ્યન્તી થાય છે, ૨ કંઠને પામી મધ્યમા થાય છે, ૩ મુખને પામી વૈખરી

સંજ્ઞાને પામે છે અને પછી ૪ અકાર, ઉકાર અને મકાર એ ત્રણ વર્ણરૂપે થઈ, ઉત્તરોત્તર "પર" અક્ષરરૂપે અને વેદરૂપે થઇ સર્વ શાસ્ત્રરૂપે થાય છે. તેનાં ૧૮ પ્રસ્થાન છેઃ-૪ વેદ, ૪ ઉપવેદ, ૬ વેદનાં અંગ, ૧ પુરાણુ, ૧ ન્યાય, ૧ મીમાંસા અને ૧ ધર્મશાસ્ત્ર. આ નામ નકશામાં મસ્તક ઉપર જ્યાં શાસ્ત્રની ઉત્પતિનું મંડળ બતાવેલું છે ત્યાંથી જાણવાં અને એનાં પ્રમાણુ શ્રીપુરૂષોત્તમગીતામાં જોવાં.

**પ્રકાશક્રમ**—મૂળ પ્રકૃતિથી પર જે પ્રકાશ તે મહાપ્રકાશ કહેવાય છે. શાસ્ત્રમાં જે કહેલું છે તે ધામના અધિપતિ મૂળ શ્રી પરબ્રહ્મ એવા શ્રીકૃષ્ણુ પુરૂષોત્તમનારાયણુના સંકલ્પથી સૃષ્ટિક્રમ અને હૃદયાકાશ મધ્યેના પ્રણુવનાદથી શાસ્ત્રક્રમ જયારે પ્રગટ થાય છે ત્યારે તેની સાથેજ પ્રભુની ઇચ્છાવડે તેમના મહાપ્રકાશમાંથી અસંખ્ય કીરણો છુટે છે. તે બ્રહ્માં-

ડનાં કીરણો વૈરાટ નારાયણના મસ્તકને વિષે સહસ્રદળનું જે કમળ છે તેમાં પ્રવેશ કરી સૂર્ય-નારાયણમાં આવી પ્રકાશ આપે છે, સૂર્ય ચંદ્રને પ્રકાશ આપે છે અને એ બે સૂર્ય અને ચન્દ્ર ત્રિલોકીને પ્રકાશે છે. શ્રી સૂર્યનારાયણના પ્રકા-શદ્વારા દ્વિજો ગાયત્રી મંત્રવડે કરીને, શ્રીપર-બ્રહ્મના અન્વય અને વ્યતિરેક સ્વરૂપનું ધ્યાન કરી, ઐશ્વર્યના અન્તે મહામાયાથી પર એવું જે પરમપદ—ધામ—છે તેને પામે છે, કે જે ધામમાં ગયેલા યોગીઓ પાછા આ લોકમાં આવતા નથી. મૂળ પ્રકૃતિથી થતું જે કાર્ય છે તેમાં જે પ્રકાશ ( અવ્યક્ત સ્વરૂપ ) અદૃશ્ય રહે છે અને માયાથી પર દૃશ્ય થાય છે તે રહસ્યને યોગીઓજ યથાર્થ જાણી શકે છે. તે પ્રકાશનું વર્ણન ભારતના મોક્ષધર્મમાં છે. જેની જેવી સાધના તેવા પ્રમાણમાં પ્રભુ તે સાધકને એ પ્રકાશ આપે છે.

૨ ભગવાન્‌ના અવતાર, હેતુ અને કાર્યઃ-૧ સનકાદિક-ઉર્ધ્વરેતા-ધર્મ સ્થાપવા માટે, ૨ વરાહ-પૃથ્વીને પાતાળમાં લઈ ગયેલા હિરણ્યાક્ષ દૈત્યને સંહારી તેને પાછી લાવવા માટે, ૩ યજ્ઞરૂપ-સંસારના જીવોને યજ્ઞકર્મ શીખવવા માટે, ૪ હયગ્રીવ-બ્રહ્માંડની ઉત્પત્તિ સમયે મધુ અને કૈટભ નામે અસુરોથી બ્રહ્માની રક્ષા કરવા માટે, ૫ નરનારાયણ-તપશ્ચર્યા કરી ભરતખણ્ડના જીવોનું કલ્યાણ કરવા માટે, ૬ કપિલદેવ-સાંખ્ય અને યોગ પ્રવર્તાવવા માટે, ૭ દત્તાત્રય-ત્યાગ અને યોગ દર્શાવવા માટે, ૮ ઋષભદેવ-અશી અને કૃષિકર્મ શીખવવા તથા સાતમી ભૂમિકાનું જ્ઞાન આપવા માટે, ૯ પૃથુરાજા-રસરહિત પૃથ્વીને રસાળ કરવા માટે, ૧૦ મત્સ્ય-સત્યવ્રત રાજાને પ્રલયની લીલા દેખાડવા તથા હયગ્રીવ દૈત્યને મારી બ્રહ્માને વેદ આણી આપવા માટે, ૧૧

કૂર્મ-સમુદ્રમંથન વખતે મન્દરાચલ પર્વતને પીઠ ઉપર રાખવા માટે, ૧૨ ધન્વન્તરિ-ઔષધીઓનાં નામ, ગુણ અને ઉપયોગ બતાવવા માટે, ૧૩ હરિ-ગ્રાહથકી ગજની રક્ષા કરવા માટે, ૧૪ નૃસિંહ-હિરણ્યકશિપુને મારી પ્રાહ્લાદ ભક્તની રક્ષા માટે, ૧૫ વામન-બલિરાજાને છળી ઈન્દ્રાદિક દેવતાઓનું હિત કરવા માટે, ૧૬ હંસ-સનકાદિને જ્ઞાન આપવા માટે, ૧૭ નારાયણ-ધ્રુવને વરદાન આપી દર્શન આપવા માટે, ૧૮ મન્વન્તર-સ્વધર્મની મર્યાદા સ્થાપવા માટે, ૧૯ પરશુરામ-આસુરી ક્ષત્રિયોને હણવા માટે, ૨૦ રામ-રાવણાદિ રાક્ષસોને સંહારવા માટે, ૨૧ વેદવ્યાસ-વેદ પુરાણાદિ શાસ્ત્રોને પ્રગટ કરવા માટે, ૨૨ શ્રીકૃષ્ણ-કંસાદિ દુષ્ટ રાજાઓને મારવા માટે, ૨૩ બુદ્ધ-બોધથી જ્ઞાન આપી જીવોના કલ્યાણ માટે અને ૨૪ કલ્કિ-કલિયુગના અધર્મોનો

નાશ કરી સત્યયુગના ધર્મોને સ્થાપવા માટે. કોઈ વેળા સર્વાંશે મૂળસ્વરૂપ પણ પ્રગટથાય છે.

૧ પ્રભુમાં અભેદભાવ—શાસ્ત્રો અને મત ઘણા હોવા છતાં, એ સર્વનું મંથન એકજ શ્રીસચ્ચિદાનંદ પ્રભુ માટે છે. સમજણના ન્યૂનાધિકપણાને લઇને, મંતવ્યોમાં ફેર ભલે હોય, પણ એ સર્વનું કેન્દ્ર શ્રીહરિજ છે. બુદ્ધિમાત્રનો આશય જીવને મોક્ષના માર્ગે ચલાવવાનો છે, માટે પ્રભુનાં અસંખ્ય સ્વરૂપોમાં અભેદદ્રષ્ટા બની મનુષ્યદેહમાં મોક્ષ મેળવવા માટેનો અમૂલ્ય સમય મળ્યો છે તો વિજળીના ઝબકારામાં જેમ મોતી પરોવી લેવાય તેમ જીંદગીના પ્રવાહમાં ઝટ સત્સંગ કરી, ક્ષણભંગુર દેહના આશ્રયી જીવે ત્રિકાણ્ડ [ કર્મ, જ્ઞાન અને ઉપાસનાના ] સાધનદ્વારા મોક્ષના માર્ગે ચાલી, આત્યન્તિક મોક્ષ મેળવી લેવો એજ ખરૂં જીવનનું સાર્થક છે; કારણ

કે જીવને અનેક જન્મે સંસિદ્ધ થઈ મોક્ષ-ક્ષેત્રમાં ઉત્તમ મનુષ્યદેહ મેળવવો તે એ-ટલા માટે કે તેણે વૃત્તિઓનો નિરોધ કરી, માયિક ઉપાધિઓથી ભિન્ન રહી પ્રભુપરાયણ બનવું અને સત્સંગથી પ્રભુપ્રીત્યર્થ નિષ્કામ કર્મ કરી, ભગવદ્‌સંબંધી અલૌકિક જ્ઞાન મેળવી, પ્રભુને વિષે માહાત્મ્યજ્ઞાનસહિત જે ઘણોજ સ્નેહ તેરૂપી પરા [ અનન્ય ] ભક્તિના ઉત્તમ સાધનદ્વારા મોક્ષ પ્રાપ્ત કરવો.

એ મોક્ષનું સ્વરૂપ એવું છે, કે ઉત્તમ મુમુક્ષુ ત્રિકાણ્ડવિષયનાં સાધનોને મેળવી પોતાના જીવાત્માની ભાગવતી તનુ બંધાતાં–પરમાત્માએ કહેલા. "न तद्भासयते सूर्यो न शशांको न पावकः । यद् गत्वा न निवर्तन्ते तद् धाम परमं मम ॥ [ भ. १५–६ ]–તે (મારા) ધામને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર પ્રકાશી શકતો નથી તેમ અગ્નિ પણ પ્રકાશમાન કરી શકતો

નથી અને જ્યાં જઈને યોગીઓ પાછા આ લોકમાં આવી શકતા નથી તે મારૂં પરમ ધામ છે.” એ મૂળધામને વિષે જાય છે અને ત્યાંથી પુનર્જન્મને પામતો નથી.

**પ્રલય-કાળસ્વરૂપ**—માનુષિક વર્ષ ૬૬૬ અને ૮ માસ જ્યારે થાય છે ત્યારે બ્રહ્માનું ૧ લવ થાય છે; તેવાં ૬૦ લવનો ૧ નિમેષ, તેનાં મા. વ. ૪૦૦૦૦ થાય છે; તેવા ૬૦ નિમેષની ૧ પલ, તેનાં મા. વ. ૨૪૦૦૦૦૦ થાય છે; તેવી ૬૦ પલની ૧ ઘડી, તેનાં મા. વ. ૧૪૪૦૦૦૦૦૦ થાય છે; તેવી ૩૦ ઘડીનો ૧ દિવસ, તેનાં મા. વ. ૪૩૨૦૦૦૦૦૦૦ થાય છે અને ત્યારે બ્રહ્માનો ૧ દિવસ થાય છે. આવા ૧ દિવસમાં ૪ યુગ મળી ૧ ચોકડી અને તેવી ૧૦૦૦ ચોકડીયો મહાયુગની થાય છે. ૧ ચોકડીનાં વર્ષ—સત્યયુગ ૧૭૨૮૦૦૦, ત્રેતાયુગ ૧૨૯૬૦૦૦, દ્વાપરયુગ ૮૬૪૦૦૦ અને કલિ-

યુગ ૪૩૨૦૦૦ એમ કુલ ૪૩૨૦૦૦૦ થાય છે. બ્રહ્માના ૧ દિવસમાં ૧૪ મનુ અને ૧૪ ઇંદ્ર સમાન રાજ્ય કરીને નાશ પામે છે. ૧ મનુ અને ૧ ઇંદ્ર મા. વ. ૩૦૮૫૭૧૪૨૮, મા. ૬, દિ. ૨૫, ઘડી ૪૨, ૫. ૫૧, નિ. ૨૫, લ. ૪૨ ઉપરાંત ૨ લવના ૨૪ મા ભાગ જેટલું રાજ્ય કરે છે. બ્રહ્માના લવ, નિમેષ, અને દિવસમાં સર્વ ઉત્પન્ન થઈને જે નાશ પામે છે તેનું નામ "નિત્યપ્રલય" કહેવાય છે. બ્રહ્માની જ્યારે રાત્રિ થાય છે ત્યારે બ્રહ્મા સુવે છે અને ત્યારે ત્રિલાકીને જે નાશ થાય છે તેનું નામ "નૈમિત્તિકપ્રલય" કહેવાય છે. બ્રહ્માનો જેવડો દિવસ તેવડીજ રાત્રિ છે. બ્રહ્માનાં દિવસ-રાત્રિ મલી અહોરાત્રનાં મા. વ. ૮૬૩૦૦૦૦૦૦૦ થાય છે. વેદમાં કહ્યું છે કે "यथापूर्वमकल्पयत्" એ નિયમાનુસાર પ્રભુ બ્રહ્મારૂપે સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, વિષ્ણુરૂપે તેનું પ્રતિપાલન કરે છે અને શિવ (કાલ) રૂપે સંહાર કરે છે. ઉપર બ્રહ્માના

૧ દિવસનો અવધિ કહ્યો. તેવા ૩૦ દિવસનો ૧ માસ, તેવા ૧૨ માસનું ૧ વર્ષ અને એવાં ૧૦૦ વર્ષ બ્રહ્મા જીવે છે. આમાં બ્રહ્માનાં ૫૦ વર્ષ ગયાં છે અને ૫૧ મા વર્ષના પ્રથમ દિવસ નાં ૧૩ ઘ. ૪૨ પ. અને ૩ અક્ષર થયા છે જે ૧૩ ઘડી વગેરેનાં માનુષિક વર્ષ ૧૯૧૨૯૪૯૦૧૩ થયાં છે. આટલામાં ૨૭ મહાયુગ ગયા અને ૨૮ મા મહાયુગના કલિયુગનું પ્રથમ ચરણ ચાલે છે. આયુષ્ય પુરૂં થયે જ્યારે બ્રહ્મા દેહ મુકે છે ત્યારે ૧૪ લોકસહિત બ્રહ્માંડનો નાશ થાય છે. તે દિવસે પ્રધાન [ અપરા ] પ્રકૃતિથી ઉત્પન્ન થયેલું સર્વ કાર્ય તે પાછું પ્રધાન પ્રકૃતિમાં લીન થાય છે અને તેનું નામ “ પ્રાકૃત પ્રલય ” કહેવાય છે. તેવા ઘણાક પ્રાકૃત પ્રલય થઇ જાય છે ત્યારે કોઇવાર જીવ મોક્ષક્ષેત્રમાં મનુષ્યદેહને પ્રાપ્ત થાય છે. જ્યારે “ આત્યન્તિક પ્રલય ” થાય છે ત્યારે તો મૂળપ્રકૃતિ અને

મૂળ પુરૂષ અનન્ત બ્રહ્માંડોને પોતાને વિષે પ્રતિલોમ કરી અક્ષરબ્રહ્મમાં લીન થાય છે. એ આત્યંતિક પ્રલયને શ્રીવેદવ્યાસે "જ્ઞાનપ્રલ-લય"માં લેખ્યો છે.

આપ્રમાણે આટલા આ ટુંક કે વિસ્તૃત વિવેચનથી પણ નકશાના દ્રષ્ટાને યોગ્ય સંતોષ થશે એમ માની હવે ટુંકમાં આ સર્વના આદિ પરમાત્મા પુરૂષોત્તમજ છે અને તેમનાથીજ આ સમગ્ર જગત્‌નું મંડાણ થાય છે અને અંતે તેમાંજ સર્વ લય પામે છે એટલે તે પરમાત્માને પ્રણામ કરી, અંતમાં એટલુંજ કહીશ કે જેના હૃદયમાં શ્રીહરિપદ પ્રતિ સદ્‌ભાવ ન હોય અને ક્ષણભંગુર માયિક વિલાસોથી જેમણે પોતાની વૃત્તિયોને ઓતપ્રોત કરી મુકેલી હોય તેવા અનધિકારીઓને તો તેમની અંતર્મુખ સ્થિતિથી 'શ્રીપરબ્રહ્મપ્રકાશ" નકશો અને "શ્રીપુરૂષોત્તમગીતા" તેમના પરિચયમાં

જવાની નાજ પાડે છે, કારણકે જિજ્ઞાસુવૃત્તિનું પ્રતિપળ પોષણ કરવામાં ઉત્સુક શ્રીભગવદ્ભક્ત મનુષ્યોજ આ "શ્રીપરબ્રહ્મપ્રકાશ" તત્ત્વજ્ઞાનના સત્યાધિકારી છે; અને તેથી આવો ઉત્તમ અધિકાર સર્વ માનવહૃદયોમાં પ્રકટે અને તે વ્યક્તિયો સર્વ જીવમાત્રનું હિત કરવામાં સહાયભૂત બને એમ ઈચ્છી ફરીને પણ શ્રીકરુણાકર, સર્વશક્તિમાન્, સર્વજ્ઞ, સર્વવ્યાપક અને ઉભયસ્વરૂપી શ્રીસર્વેશ્વરના ચરણારવિન્દમાં અનેકાનેક પ્રણીપાતપૂર્વક એજ પ્રાર્થના કરી આ લેખક શ્રીસદ્‌ગુરુના પ્રસાદપૂર્વક શ્રી પ્રભુની આનંદમય પ્રકૃતિના પરિણામ પ્રતિ અનુલક્ષીને વિરમે છે.

મોહનલાલ જગન્નાથ શાસ્ત્રી.

॥ श्रीगणेशाय नमः ॥

# श्रीपुरुषोत्तमगीता ।



## अध्याय १

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ १ ॥

જે પરમાત્માની કૃપા મૂગાને બોલતો કરે છે અને પાંગળાને પર્વત ઓળંગવાની શક્તિ આપે છે તે પરમ આનંદસ્વરૂપ લક્ષ્મીપતિને હું વંદન કરૂં છું. ૧

હવે ગ્રંથના સંયોજક આરંભમાં ઉપરોક્ત મઙ્ગલાચરણ કરી પ્રભુની 'एकोऽहं बहु स्याम्' એવી ઇચ્છાથી સૃષ્ટિનો આરંભ કેવી રીતે થાય છે તે કહે છે:

श्रीकृष्ण एषोऽक्षरपूरुषात्मना
स्वशक्तिमूलप्रकृतिं समीक्षते ।
सिसृक्षुरेवागणिताण्डगोलकान्
धत्ते च सा गर्भमथेक्षणात्मकम् ॥ १ ॥

આ સકલ બ્રહ્માણ્ડના અધિષ્ઠાતા પુરૂષોત્તમ શ્રીકૃષ્ણપ્રભુ પોતે જ્યારે અસંખ્ય બ્રહ્માણ્ડોના ગોળાઓને ઉત્પન્ન કરવાની ઈચ્છાથી અક્ષર પુરૂષરૂપે શક્તિરૂપ પ્રકૃતિને જુએ છે ત્યારે તે પ્રકૃતિ પરમાત્માના જોવામાત્રથીજ ઈક્ષણરૂપ ગર્ભને ધારણ કરે છે. ૧

પ્રકૃતિના ગર્ભમાંથી પછી શું ઉત્પન્ન થાય છે તે જણાવે છેઃ

सूते ततः सा सहपूरुषाणि
प्रधानतत्त्वानि च कोटिशोऽथ ।
तत्पूरुषात्मप्रभुवीक्षितेभ्य-
स्तेभ्यो जगत्कारणतत्त्वसर्गः ॥ २ ॥

ત્યારપછી તે પ્રકૃતિ કરોડો પ્રધાનપુરૂષોને એક સાથેજ ઉત્પન્ન કરે છે, અને તે પરમ પુરૂષ પ્રભુ જ્યારે તે પ્રધાનપુરૂષોને પણ જુએ છે ત્યારે તેમનાથી જગત્‌ની ઉત્પત્તિના કારણ-રૂપ એવી તત્ત્વોની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. ૨

ब्रह्माण्डानि बहून्येवं सम्भवन्ति हरीच्छया ।
तत्रैकस्यानुक्रमेण सम्भवं कथयामि ते ॥ ३ ॥

આ પ્રમાણે પરમાત્માની ઇચ્છાથી હંમેશાં અનેક બ્રહ્માણ્ડો ઉત્પન્ન થાય છે, પરંતુ તે સર્વમાં ક્રમાનુસાર પ્રથમ હું તમને એક બ્રહ્મા-ણ્ડની ઉત્પત્તિ કહું છું. ૩

एकस्याप्युद्भवं वक्तुं विस्तरेण न शक्यते ।
अतः संक्षेपतो मातस्तदुत्पत्तिर्मयोच्यते ॥ ४ ॥

હે માતા! એ સર્વ બ્રહ્માણ્ડોમાં એકની પણ ઉત્પત્તિ વિસ્તારથી કહી શકાય તેમ નથી,

અને તેથી તે એક બ્રહ્માણ્ડની ઉત્પત્તિ સંક્ષેપમાં જ હું તમને કહું છું. ૪

ઉપર મૂળ પુરૂષે પ્રકૃતિને જોવાથી તેણે ગર્ભ ધારણ કરી અનેક પ્રધાનપુરૂષોને ઉત્પન્ન કર્યાં; હવે તેમના પર પણ પ્રભુની દૃષ્ટિ પડવાથી તેમનાથી જગત્ કેવી રીતે ઉત્પન્ન થયું તે કહે છે:

प्रधानपुरुषात्तस्मात्पुंदृष्टात्त्रिगुणात्मकात् ।
जगदङ्कुरस्वरूपं हि महत्तत्त्वं प्रजायते ॥ ५ ॥

પુરૂષરૂપ પ્રભુ જ્યારે તે પ્રધાનપુરૂષને જુએ છે ત્યારે તે ત્રિગુણાત્મક પ્રધાનપુરૂષથી જગત્‌ની ઉત્પત્તિના બીજરૂપ એવું મહત્તત્ત્વ ઉત્પન્ન થાય છે. ૫

મહત્તત્ત્વથી પછી શું થાય છે તે કહે છે:

प्रधानेनावृतात्तस्माद्वासुदेवेच्छया सति ।
महत्तत्त्वादहङ्कारस्त्रिविधो जायते ततः ॥ ६ ॥

પછી જ્યારે વાસુદેવ ભગવાન્‌ની વિશેષ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઈચ્છા થાય છે ત્યારે પ્રધાનતત્ત્વથી વીંટાએલા તે મહત્તત્ત્વથી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાય છે. ૬

તે ત્રણ પ્રકારનો અહંકાર કયો છે તે કહે છે:

**सात्त्विको राजसश्चैव तामसश्चेति स त्रिधा ।**
**यथा प्रधानेन महान् महता स तथावृत: ॥७॥**

તે અહંકાર સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનો છે અને પ્રધાનતત્ત્વથી જેમ મહત્તત્ત્વ વીંટાયેલું છે તેજ પ્રમાણે તે અહંકાર પણ મહત્તત્ત્વથી વીંટાઈને રહેલો છે. ૭

હવે ત્રિવિધ અહંકારથી વિશેષ સૃષ્ટિનું વર્ણન કરે છે; તેમાં પ્રથમ તામસ અહંકારની સૃષ્ટિ કહે છે:

**अहङ्कारात्तामसात्तु वासुदेवेच्छयैव हि ।**
**शब्दो भवति तस्मात् खं जायते शब्दमात्रकम् ८**

ત્યારપછી પ્રભુ વાસુદેવની ઇચ્છાથી તે અહંકારોમાંના તામસ અહંકારથી શબ્દનામનો વિષય ઉત્પન્ન થાય છે અને તે શબ્દથી શબ્દ માત્રાવાળું આકાશ નામનું તત્ત્વ ઉત્પન્ન થાય છે. ૮

अहङ्कारावृतात्तस्मादाकाशाच्छब्दमात्रतः ।
स्पर्श उत्पद्यते स्पर्शाद्वायुश्च स्पर्शमात्रकः ॥९॥

અહંકારથી વીંટાએલા તે શબ્દમાત્રાવાળા આકાશથી સ્પર્શ નામનો વિષય ઉત્પન્ન થાય છે અને તે સ્પર્શથી સ્પર્શમાત્રાવાળું વાયુ નામનું તત્ત્વ ઉત્પન્ન થાય છે. ૯

आकाशेनावृताद्वायोरूपमुत्पद्यते ततः ।
तस्मात्तेजो रूपमात्रं जायते वायुनावृतम् ॥१०॥

પછી આકાશથી વીંટાએલા વાયુથકી રૂપ નામનો વિષય ઉત્પન્ન થાય છે અને તે રૂપથી

રૂપમાત્રાવાળું તેજ નામનું તત્ત્વ ઉત્પન્ન થાય છે, અને તે વાયુવડે વીંટાઈને રહેલું હોય છે. ૧૦

तेजसश्च रसस्तस्मादापस्तु रसमात्रिकाः ।
उत्पद्यन्ते च ताः सन्ति वेष्टितास्तेन तेजसा ॥११

તેજ થકી રસ નામનો વિષય ઉત્પન્ન થાય છે અને તે રસથી રસ જેની માત્રા છે એવું જલ ઉત્પન્ન થાય છે અને એ જલ તે તેજવડે વીંટાઇને રહેલું હોય છે. ૧૧

अद्भ्यो गन्धस्ततः पृथ्वी जायते गन्धमात्रिका ।
अद्भिः संवेष्टिता पृथ्वी विशेषाख्या च कथ्यते १२

ત્યારપછી જલ થકી ગંધ નામનો વિષય ઉત્પન્ન થાય છે અને એ ગંધથી ગન્ધમાત્રાવાળું પૃથ્વી નામનું તત્ત્વ ઉત્પન્ન થાય છે; વળી એ પૃથ્વી પણ જળ તત્ત્વથી વીંટાઇને રહેલી છે અને તેનું નામ વિશેષ એ પ્રમાણે પણ કહેવાંમાં આવે છે. ૧૨

હવે એ ઉત્પન્ન થએલાં આકાશાદિ તત્ત્વોનું સામાન્ય નામ શું છે તે કહે છે:

आकाशादीनि पञ्चात्र महाभूताभिधानि च।
शब्दादयश्च कथ्यन्ते पञ्च तन्मात्रका इति॥१३॥

આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી એ પાંચને "પંચ મહાભૂતો" કહેવામાં આવે છે અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચને "પંચ તન્માત્રા" કહે છે. ૧૩

હવે રાજસ અહંકારની સૃષ્ટિનું વર્ણન કરે છે:

अहङ्काराद्राजसात्तु पञ्च ज्ञानेन्द्रियाणि च।
पञ्च कर्मेन्द्रियाण्येवं प्राणो बुद्धिश्च जायते॥१४॥

રાજસ-રજોગુણવિશિષ્ઠ-અહંકારથી પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે અને એજ પ્રમાણે પ્રાણ તથા બુદ્ધિ પણ ઉત્પન્ન થાય છે. ૧૪

श्रोत्रं त्वक् चाक्षि जिह्वा च
घ्राणो ज्ञानेन्द्रियाणि च ।
वाग्दोः पाद उपस्थश्च पायुः
कर्मेन्द्रियाणि च ॥ १५ ॥

શ્રોત્ર, ત્વક્, અક્ષિ, જિહ્વા અને ઘ્રાણ એટલે ક્રમાનુસાર કાન, ચામડી, આંખ, જીભ અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે (કારણ કે એમનાથી મનુષ્યોને વિષયોનું જ્ઞાન થાય છે) અને વાક્, દોઃ, પાદ, ઉપસ્થ અને પાયુ એટલે વાણી, હાથ, પગ, લિંગ અને ગુદા એ પાંચ કર્મેન્દ્રિયો કહેવામાં આવે છે (કારણ કે એ પાંચ ઇન્દ્રિયોથી મનુષ્યો વિવિધ પ્રકારનાં કર્મો કરી શકે છે), એટલે જેમનાથી જ્ઞાન થાય તે જ્ઞાનેન્દ્રિયો અને જેમનાથી કર્મ થઈ શકે તે કર્મેન્દ્રિયો કહેવાય છે. ૧૫

હવે સાત્ત્વિક અહંકારની સૃષ્ટિનું વર્ણન કરે છેઃ

अहंकारात्सात्त्विकाच्च करणानां तु देवताः ।
बाह्यानामान्तराणाञ्च प्रजायन्ते मनस्तथा॥१६॥

સાત્ત્વિક–સત્ત્વગુણયુક્ત–અહંકારથી બાહ્ય અને આન્તરિક ઇન્દ્રિયોના એટલે કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિયોના દેવતાઓ ઉત્પન્ન થાય છે અને તે પ્રમાણે મન પણ ઉત્પન્ન થાય છે. ૧૬

હવે પ્રત્યેક ઇન્દ્રિઓના દેવ કોણ કોણ છે તેમનાં નામ કહે છેઃ

दिग्वातार्कप्रचेतोऽश्विवन्हीन्द्रोपेन्द्रामित्रकाः ।
चन्द्रो ब्रह्मा क्षेत्रविच्च रुद्रश्चेत्याधिदेवताः॥१७॥

દિશા, વાયુ, સૂર્ય, વરૂણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઈન્દ્ર, ઉપેન્દ્ર, યમ અને પ્રજાપતિ એ દશ ઇન્દ્રિયોના દેવો અને ચન્દ્ર, બ્રહ્મા, ક્ષેત્રને જાણનારા વાસુદેવ અને રૂદ્ર એ ચાર ઇન્દ્રિયોના અધિદેવો છે. ૧૭

હવે સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં પૂર્વોક્ત તત્ત્વોનું પારતંત્ર્ય બતાવે છે:

एते सर्वे तत्त्वसंज्ञा देवा भगवदिच्छया ।
संहत्यैव विशेदण्डं स्वस्वांशै रचयन्ति हि॥१८॥

ભગવાનને જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઈચ્છા થાય છે ત્યારે આ સર્વ તત્ત્વનામથી કહેવાતા દેવો-તત્ત્વો-(સ્વતંત્ર રીતે નહિં પણ) એકઠા મળીને પોતપોતાના અંશથી વ્યાપક એવા એક બ્રહ્માણ્ડને ઉત્પન્ન કરે છે. ૧૮

तस्य आत्मा तु वैराजः पुरुषः प्रोक्त ईश्वरः ।
स्वाङ्गोत्पन्नाम्बुशयनाद्यश्च नारायणः स्मृतः१९

તે વિરાટ્ અણ્ડના આત્માને વૈરાજ પુરૂષ કહેવામાં આવે છે અને તે ઈશ્વર એ પ્રમાણે કહેવાય છે, કે જે ઈશ્વર પોતાના અંગથી ઉત્પન્ન થયેલા જલ ઉપર (नार ઉપર) શયન

કરવાથી, "*નારાયણ" એ પ્રમાણેના નામથી ઓળખવામાં આવે છે. ૧૯

ત્યારપછી પરમાત્મા નારાયણ ભગવાનના નાભિકમળ વગેરેમાંથી બ્રહ્માદિ દેવોની વિશેષ સૃષ્ટિની તથા ઉત્તરોત્તર શક્તિઓની ઉત્પત્તિ કેવી રીતે થઈ અને તે શક્તિઓ કેટલી અને કઈ કઈ છે તે હુવે કહે છે:

**तन्नाभिपद्माद्ब्रह्मासीद्राजसोऽथ हृदम्बुजात् ।**
**जज्ञे विष्णुः सत्त्वगुणो ललाटात्तामसो हरः२०**

---

*आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः । ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥ मनुः१–१०॥ જલને 'નાર' એ પ્રમાણે કહેવામાં આવે છે અને તે નરથા–પરમાત્માથી–ઉત્પન્ન થયેલું છે તેથીજ નાર કહેવાય છે. એટલે તે નાર એ પરમાત્માનું પ્રથમનુંજ રહેવાનું સ્થાન હોવાથી તે પરમાત્મા " नारा अयनं यस्य–જલ છે સ્થાન જેનું તે નારાયણ" એ પ્રમાણે કહેવામાં આવે છે.

તે પરમાત્માના નાભિકમળમાંથી રજોગુણ-યુક્ત બ્રહ્મા ઉત્પન્ન થયા તથા તેમના હૃદય-કમળમાંથી સત્ત્વગુણયુક્ત વિષ્ણુ અને લલાટ-માંથી તમોગુણયુક્ત શંકર ઉત્પન્ન થયા. ૨૦

एतेभ्य एव स्थानेभ्यस्तिस्र आसंश्च शक्तयः ।
तत्रासीत्तामसी दुर्गा सावित्री राजसी तथा ।
सात्त्विकी श्रीश्चेति सर्वावस्त्रालङ्कार-
शोभिताः ॥ २१ ॥

વળી તે પરમાત્માનાં એ નાભિકમળ, હૃદય-કમળ તથા લલાટ એ ત્રણે સ્થાનોમાંથી ત્રણ શક્તિઓ ઉત્પન્ન થઈ, જેમાં તમોગુણ યુક્ત દુર્ગા, રજોગુણ યુક્ત સાવિત્રી અને સત્ત્વગુણ-યુક્ત લક્ષ્મી થઈ અને તે સર્વ વસ્ત્ર અને અલંકારોથી શોભાયમાન હતી. ૨૧

તે શક્તિઓ ત્યારપછી કયા કયા દેવને પ્રાપ્ત થઇ તે કહે છેઃ

ता वैराजाज्ञया त्रींस्तान् ब्रह्मादीन्प्रतिपेदिरे ।
दुर्गा रुद्रं च सावित्री ब्रह्माणं विष्णुमंतिमा॥२२॥

વિરાટ્ પુરૂષની આજ્ઞાથી તે સ્ત્રીઓ તે બ્રહ્માદિ દેવોને પ્રાપ્ત થઈ, જેમાં દુર્ગા રૂદ્રને, સાવિત્રી બ્રહ્માને અને છેલ્લી લક્ષ્મી વિષ્ણુને પ્રાપ્ત થઈ. ૨૨

ઉપરોક્ત ત્રણ શક્તિઓથી પણ બીજી ઘણી શક્તિઓ ઉત્પન્ન થઈ તે કહે છેઃ

चण्डिकाद्याश्च दुर्गाया अंशेनासन्सहस्रशः ।
त्रयीमुख्याश्च साविन्या शक्तयोंऽशेन जज्ञिरे ।
दुःसहाप्रमुखा चासन्नंशेनैव श्रियो मुने ॥२३॥

વળી ચંડિકા વગેરે હજારો શક્તિઓ દુર્ગાના અંશથી ઉત્પન્ન થઈ, બીજી ત્રણ (મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી) મુખ્ય શકિતઓ સાવિત્રીના અંશથી ઉત્પન્ન થઈ

અને હે મુને ! દુઃસહા જેઓમાં મુખ્ય છે એવી બીજી શક્તિઓ લક્ષ્મીના અંશથી ઉત્પન્ન થઈ. ૨૩

આ પ્રમાણે બ્રહ્મા ઉત્પન્ન થયા પછી તે બ્રહ્માસ્વરૂપે પ્રભુ શું કરે છે તે કહે છે:

तन्नाभिकमलाद्ब्रह्मा जायते राजसः स हि ।
जीवांस्तदात्मना सर्वाञ्छ्रीकृष्णः सृजतीश्वरः२४

તે નારાયણરૂપ વિરાટ્ પરમાત્માના નાભિ-કમળથી રજોગુણયુક્ત બ્રહ્મા ઉત્પન્ન થાય છે અને પછી તે બ્રહ્માસ્વરૂપેજ ઈશ્વર શ્રીકૃષ્ણ પરમાત્મા સર્વ જીવોને ઉત્પન્ન કરે છે. ૨૪

હવે કયા કયા જીવોને ઉત્પન્ન કરે છે તે કહે છે:

प्रजेशांश्च मनून् देवानृषीन्
पितॄन् पृथक् पृथक् ।
गन्धर्वांश्चारणान् सिद्धान्
यक्षान् विद्याधरान् सुरान् ॥२५॥

किंपुरुषांश्चाप्सरसः किन्नरांनुरगांस्तथा ।
मातृरक्षःपिशाचांश्च भूतान् प्रेतान् विनायकान् ॥
वेतालोन्मादकूष्मांडान् वृद्धबालग्रहांस्तथा ।
पशून् मृगान् खगान् वृक्षान् पर्वतांश्च सरीसृपान् ॥
स्थावरा जंगमा येऽन्ये भूवारिगगनौकसः ।
सर्वांस्तांश्च यथाकर्म गुणदेहान् सृजत्यसौ ॥२८॥

પ્રજાપતિઓ, મનુઓ, દેવો, ઋષિઓ, જુદા જુદા પિતૃઓ, ગન્ધર્વો, ચારણો, સિદ્ધો, યક્ષો, વિદ્યાધરો, અસુરો, કિંપુરૂષો, અપ્સરાઓ, કિન્નરો, ઉરગ-સર્પો; તેમજ માતૃકાઓ, રાક્ષસો, પિશાચો, ભૂતો, પ્રેતો, વિનાયકો, વેતાલો, ઉન્માદો, કુષ્માંડો, વૃદ્ધ, બાલ અને ગ્રહો; વળી પશુઓ, મૃગો, પક્ષીઓ, વૃક્ષો, પર્વતો અને સરિસૃપો એ તેમજ બીજા પણ જે પૃથ્વી, જલ કે આકાશને વિષે રહેવાવાળા સ્થાવર અને જંગમ જીવો છે તે સર્વને એ

પરમાત્મા તેમનાં કર્મ પ્રમાણે સત્ત્વ, રજ અને તમોગુણી શરીરોયુક્ત ઉત્પન્ન કરે છે. ૨૫-૨૮

જીવોના ગુણોપરત્વે વિવિધ પ્રકારો કહે છેઃ-

**शुद्धसत्त्वा मिश्रसत्त्वा राजसास्तामसास्तथा ।**
**तेषु मिश्रगुणाश्चैके सन्ति केचिच्च निर्गुणाः२९**

સત્ત્વગુણી જીવોમાં કેટલાક શુદ્ધ સત્ત્વગુણવાળા અને કેટલાક રજોગુણ અથવા તમોગુણથી મિશ્ર સત્ત્વગુણવાળા છે; એજ પ્રમાણે રજોગુણી અને તમોગુણી જીવોમાં પણ કેટલાક શુદ્ધ રજોગુણી અને શુદ્ધ તમોગુણી અને કેટલાક મિશ્ર રજોગુણી કે મિશ્ર તમોગુણી હોય છે. આ પ્રમાણે એઓમાં કેટલાક મિશ્ર ગુણવાળા હોય છે અને કેટલાક નિર્ગુણ પણ હોય છે. ૨૯

તેઓ કેવી રીતે કયું કયું કર્મ કરનારા થાય છે તે કહે છેઃ

**गुणस्वभावानुरूपं पुण्यं वाऽघं च मिश्रितम् ।**
**कर्म ते कुर्वते जीवाः कृष्णभक्तिं तु निर्गुणाः ३०**

તે સર્વ સાત્ત્વિકાદિ જીવો પોતાનાં ગુણ અને પ્રકૃતિને અનુસાર પુણ્યકર્મ અથવા પાપકર્મ કે પુણ્યપાપથી મિશ્રિત કર્મ કરે છે, અને જેઓ નિર્ગુણ જીવો છે તે તો કેવળ શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિજ કરે છે. ૩૦

ભગવાન્ કયા સ્વરૂપે સર્વનું ઉત્પત્તિ વગેરે કરે છે તે કહે છેઃ

एवं स भगवान् मातर्ब्रह्मात्मा सृजति प्रजाः ।
पातिता विष्णुरूपश्च शिवात्मा संहरत्यपि ॥३१॥

હે માતા! એ પ્રમાણે તે ભગવાન્ બ્રહ્મારૂપે સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરે છે, વિષ્ણુસ્વરૂપે તેઓનું પાલન કરે છે અને શિવસ્વરૂપે તે સર્વનો સંહાર પણ કરે છે. ૩૧

હવે સર્વત્ર ઇશ્વરનુંજ નિયામકપણું છે તે કહે છેઃ

असौ जीवेषु सर्वेषु प्रविश्य पुरुषात्मना ।
यथाकर्म फलं दत्ते तेभ्यः साम्यमुपाश्रितः ३२

એ પરમાત્મા સર્વ જીવોને વિષે પુરૂષરૂપે પ્રવેશ કરીને, તેમની સાથે સમતા પામીને તેમનાં જેવાં (ઉત્તમ અથવા અધમ) કર્મો હોય છે તે પ્રમાણે તેમને તેમનાં કર્મોનું ( ઉત્તમ અથવા અધમ ) ફલ આપે છે. ૩૨

सहरिस्त्वक्षरस्याथ प्रकृतेः पुरुषस्य च ।
प्रधानपुरुषाणां च महदादिगणस्य च ॥ ३३ ॥
कालस्य स्थूलसूक्ष्मस्य चरतोऽण्डे च तद्बहिः ।
एतेषां कार्यभूतस्य विराजश्च महामते ॥ ३४ ॥
तज्जातानां प्रजेशानां ब्रह्मादीनां च सर्वशः ।
नियन्ता ह्येक एवास्ति सम्राट् खंडभुजामिव ३५

હે મહાબુદ્ધિશાલી માતા ! જેમ ખંડીઆ રાજાઓનો નિયન્તા એક સમ્રાટ્-ચક્રવર્તી રાજા હોય છે તે પ્રમાણે અક્ષર પુરૂષ, પ્રકૃતિ, પુરૂષ, પ્રધાનપુરૂષો, મહત્તત્ત્વ, અહંકાર વગેરે તત્ત્વો, બ્રહ્માંડની અંદર અને તેની બહાર પણ સ્થૂલ અને સૂક્ષ્મરૂપે ફરનારો કાલ, મહત્તત્ત્વ વગેરેના

કાર્યરૂપે થએલી વિરાટ્‌ના આત્મારૂપ સૃષ્ટિ અને તેનાથી ઉત્પન્ન થએલા પ્રજાપતિઓ અને બ્રહ્માદિ દેવો—એ સર્વના પણ નિયન્તા તે પુરૂષોત્તમ પ્રભુ એકજ છે અર્થાત્ તે સર્વ એ પુરૂષોત્તમ પરમાત્માનાજ આધારે ઉત્પત્તિ, સ્થિતિ અને લય પામે છે. ૩૩-૩૫

વળી સ્વતંત્ર પણ એ સર્વના નિયન્તા પૂર્ણ પુરૂષોતમજ છે તે કહે છે:

एषां येऽत्राधिकारे च जगतस्तेन योजिताः ।
ते सावधानास्तद्भीतास्तदाज्ञायां सदा स्थिताः३६

એ સર્વ દેવાદિઓમાં જગત્‌ની ઉત્પત્તિ વગેરેના અધિકારમાં જેઓ જોડાએલા છે તે સર્વને એ પરમાત્માએજ તે અધિકારપર મૂકેલા છે અને તેથી તેઓ તે પરમાત્માથી ભય પામી સાવધાનતાથી તેમની આજ્ઞા પ્રમાણેજ વર્તન કરીને રહે છે. ૩૬

**एवं हि मातः सर्वेऽपि परतन्त्रा भवन्ति हि ।**
**कृष्ण एकः स्वतन्त्रोऽस्ति सर्वसेव्यस्ततस्तु सः ३७**

હે માતા! એ પ્રમાણે સર્વ દેવો વગેરે પરતંત્ર છે, માત્ર ભગવાન્ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પ્રભુજ એકલા સ્વતંત્ર-પોતાની ઇચ્છા પ્રમાણે કાર્ય કરનારા-છે અને તેથીજ તેઓ સર્વને સેવવા યોગ્ય માનવામાં આવેલા છે. ૩૭

ઉપરોક્ત પરમાત્માના સ્વરૂપના જ્ઞાનની મહત્તા દર્શાવે છે:

**परमात्मस्वरूपस्य ज्ञानमित्थं प्रकीर्तितम् ।**
**प्राप्तेन सद्गुरोर्येन ज्ञातव्यं नावशिष्यते ॥ ३८॥**

ઉપર કહ્યું તે પ્રમાણે આ પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન કહેવામાં આવ્યું છે. જે મનુષ્યે સદ્ગુરૂની પાસેથી એ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેને (સંસારમાં) બીજું કંઈપણ જાણવાનું બાકી રહેતું નથી. ૩૮

य इत्थमात्मानमथात्मना च
सतां प्रसंगादवगत्य सम्यक् ।
करोति भक्तिं भवबन्धहर्तुः
श्रीवासुदेवस्य स मुक्त उक्तः ॥ ३९ ॥

જે મનુષ્ય સાધુ પુરૂષોનો સંગ કરી આત્મજ્ઞાન વડે આ પ્રકારના પરમાત્માના સ્વરૂપને સારી રીતે જાણે છે અને તે જાણીને સંસારના બંધનને કાપનાર શ્રીવાસુદેવરૂપ પુરાણ પુરૂષોતમ ભગવાન્‌ની ભક્તિ કરે છે તેજ મનુષ્ય સંસારથી મુક્ત થયો છે એમ કહેવાય છે, એટલે એજ મનુષ્ય અંતે મોક્ષની પરમ ગતિને પામે છે. ૩૯

इति श्रीपुरुषोत्तमगीतायां तत्त्वसृष्टिनिरूपणं
नाम प्रथमोऽध्यायः ।

ઇતિ શ્રીપુરૂષોત્તમગીતાને વિષે "તત્ત્વસૃષ્ટિનિરૂપણ"
નામનો અધ્યાય પહેલો સંપૂર્ણ.

# अध्याय २

પહેલા અધ્યાયમાં બ્રહ્માંડની ઉત્પત્તિ કહેવામાં આવી છે, પરંતુ તે બ્રહ્માણ્ડ કોને કહેવામાં આવે છે અને તેમાં કયા કયા લોક છે તથા તેની ઉપર પણ પરમાત્માનું ધામ કયાં છે તે હવે કહે છેઃ

ऊर्ध्वं सप्त भुवर्लोका ब्रह्मलोकसमन्विताः ।
पातालानि च सप्ताधश्चैवं ब्रह्माण्डमेव च ॥१॥

[ ब्र. वै. प्र. खं. ३–१२

બ્રહ્મલોકયુક્ત ભુવર્લોક વગેરે ઉપરના સાત લોકો તથા નીચેનાં સાત પાતાલ એ સર્વ મળી એક બ્રહ્માંડ કહેવામાં આવેછે. ૧

पातालाद्ब्रह्मलोकान्तं ब्रह्माण्डं परिकीर्तितम् ।
तत ऊर्ध्वं तु वैकुण्ठो ब्रह्माण्डाद्बहिरेव सः ॥२॥

स च सत्यस्वरूपश्च शश्वन्नारायणो यथा ।
तदूर्ध्वं चैव गोलोकः पंचाशत्कोटियोजनात् ।
नित्यः सत्यस्वरूपश्च यथा कृष्णस्तथाप्ययम् ३
[ ब्र. वै. प्र. खं. ३,–८–१०

પાતાલથી આરંભી બ્રહ્મલોક સુધીના લોકને બ્રહ્માંડ કહેવામાં આવે છે. એ બ્રહ્માણ્ડની બહારના ભાગમાં બ્રહ્માણ્ડની ઉપર ભગવાન્ નારાયણજ જેમ, તેમ સત્યસ્વરૂપ અને અવિનાશી એવો "વૈકુંઠ લોક" છે, અને તેનાથી પચાશ કરોડ યોજન ઉપરના ભાગમાં ભગવાન્ શ્રીકૃષ્ણજ જેમ, તેમ નિત્ય અને સત્યસ્વરૂપ એવો "ગોલોક" રહેલો છે. ૨–૩

બ્રહ્માએ ઉત્પન્ન કરેલા બ્રહ્માંડમાં સાત લોક તથા સાત પાતાલ ક્યાં ક્યાં ઉત્પન્ન કર્યાં તે હવે કહે છે:

भूर्भुवःस्वस्तथा चैव महश्चैव जनस्तथा ।
तपश्च सत्यमित्यादीन् सृष्टवान् कमलासनः ४

[ प. पु. क्रि. २–११

બ્રહ્માએ ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક; તપલોક અને સત્યલોક વગેરે ઊર્ધ્વ લોકોને ઉત્પન્ન કર્યા. ૪

अतलं सृष्टवान् ब्रह्मा ततोऽधो वितलं द्विज ।
ततोऽधः सुतलं चैव ततोऽधश्च तलातलम् ॥५॥

महातलमधस्तस्मात्ततोऽधश्च रसातलम् ।
तस्मादधश्च पातालं लोकानेवं यथाक्रमम् ॥६॥

[ प. पु. क्रि. २,–१२–१३

હે દ્વિજ ! બ્રહ્માએ ( નીચેના લોકમાં ) પ્રથમ અતલ પછી તેની નીચે વિતલ, તેની નીચે સુતલ, તેની નીચે તલાતલ, તેની નીચે મહાતલ, તેની નીચે રસાતલ અને તેની નીચે

પાતાલ એ પ્રમાણે ક્રમાનુસાર સાત નીચેના લોકોને પણ ઉત્પન્ન કર્યા. ૫-૬

વળી ત્યારપછી બ્રહ્માએ બીજું શું ઉત્પન્ન કર્યું તે કહે છે:

देवतानां निवासार्थं रत्नसानुं महागिरिम् ।
सृष्टवान् पृथिवीमध्ये जम्बूनदसमुज्ज्वलम् ॥७॥
मंदरं चरमं चैव त्रिकूटमुदयाचलम् ।
अन्यांश्च पर्वतांश्चैव सृष्टवान् विविधानपि ॥८॥
लोकालोकस्ततश्चैव तन्मध्ये सप्त सागराः ।
सप्त द्वीपाश्च विप्रेन्द्र परमेशस्वयंभुवा ॥ ९ ॥

[ प. पु. क्रि. २,-१४-१६

દેવોના નિવાસને માટે પૃથ્વીના મધ્યબિંદુ પર સુવર્ણ વડે દેદીપ્યમાન એવા રત્નના શિખરવાળા મેરૂ નામના મહાન્ પર્વતને ઉત્પન્ન કર્યો; વળી મંદર, ચરમ, ત્રિકૂટ, ઉદયાચલ તથા બીજા અનેક પર્વતોને ઉત્પન્ન કર્યા,

અને હે વિપ્રેન્દ્ર! ત્યારપછી વળી પરમ ઇશ્વર એવા બ્રહ્માએ લોકાલોક નામને પર્વત તથા તેના મધ્યમાં સાત સાગરો અને સાત દ્વીપોને પણ ઉત્પન્ન કર્યા. ૭–૯

પૃથ્વીના વિસ્તારસહિત ઉપરોક્ત સાત સાગરયુક્ત સાત દ્વીપો કયા કયા છે તે કહે છે:

शतार्द्धकोटिविस्तारा पृथिवी कृत्स्नशो द्विज ।
तस्याः संस्थानमखिलं कथयामि शृणुष्व तत् १०

[ मा. पु. ५१-४

માર્કંડેય કહે છે—હે દ્વિજ! આ પૃથ્વી પચાસ કરોડ યોજંનના વિસ્તારવાળી છે, હું તમને તેનું બધું પરિણામ કહુંછું તે તમે સાંભળો. ૧૦

सप्तद्वीपमिता पृथ्वी सप्तसागरसंयुता ।
एकोनपञ्चाशदुपद्वीपासंख्यवनान्विता ॥ ११ ॥

[ ब्र. वै. प्र. खं. ३-११

આ પૃથ્વી સાત દ્વીપવાળી તથા સાત સમુદ્ર યુક્ત છે અને તેમાં ઓગણુચાસ ઉપદ્વીપ તથા અસંખ્ય વનો આવેલાં છે. ૧૧

**द्वीपात्तु द्विगुणो द्वीपो जम्बुः प्लक्षोऽथ शाल्मलिः**
**कुशः क्रौंचस्तथा शाकः पुष्करद्वीप एवच॥१२॥**
**लवणेक्षुसुरासर्पिर्दधिक्षीरजलाब्धिभिः।**
**द्विगुणैर्द्विगुणैर्वृद्ध्या सर्वतः परिवेष्टिताः॥१३॥**

[ मार्कं. ५१,–६–७

પૃથ્વીને વિષે [1]જમ્બુ, પ્લક્ષ, શાલ્મલિ, કુશ, ક્રૌંચ, શાક તથા પુષ્કર દ્વીપ એમ સાત

---

૧ જંબુદ્વીપ એક લાખ યોજન પ્રમાણના વિસ્તારવાળો છે અને તે લવણાબ્ધિથી વીંટાયલો છે. એ પ્રમાણે પ્લક્ષ બે લાખ યોજન વિસ્તારવાળો અને ઇક્ષુ રસના સમુદ્રથી વીંટાયલો છે. એ પ્રમાણે દરેક દ્વીપ એકેક સમુદ્રથી વીંટાઇને ઉત્તરોત્તર બેવડા બેવડા પ્રમાણના વિસ્તારવાળો છે એમ સમજી લેવું.

દ્વીપો છે અને તેમાં ઉત્તરોત્તર એક દ્વીપ કરતાં બીજો દ્વીપ બેવડો મોટો છે, અને તે સર્વ અનુક્રમે એકેકના કરતાં બેવડા બેવડા મોટા એવા લવણ, ઈક્ષુ, સુરા, સર્પિ–ઘી, દધિ ક્ષીર અને જલના સાત સમુદ્રોથી ચારે બાજુએ વીંટાઇને રહેલા છે. ૧૨–૧૩

આ પ્રમાણે બ્રહ્માંડનું વર્ણન કરી ત્યારપછી બ્રહ્મદેવે જ્યારે પ્રથમ અંધતામિસ્ર વગેરે પાપમય સૃષ્ટિ ઉત્પન્ન કરી ત્યારે તેમને પોતાની મહત્તા ન ભાસી એટલે તેમણે સનકાદિકની નવી સૃષ્ટિ ઉત્પન્ન કરી તે કહે છેઃ

भगवद्ध्यानपूतेन मनसाऽन्यां ततोऽसृजत् ।
सनकं च सनंदं च सनातनमथात्मभूः ।
सनत्कुमारं च मुनीन् निष्क्रियानूर्ध्वरेतसः१४

[ भा. ३–१२,–३–४

બ્રહ્માએ ત્યારપછી ભગવાન્‌ના ધ્યાનથી પવિત્ર થએલા મનવડે બીજી માનસિક સૃષ્ટિ ઉત્પન્ન કરી અને તેમાં સનક, સનંદન, સનાતન તથા સનત્કુમાર નામના બ્રહ્મચર્ય પાળનારા ક્રિયારહિત એવા ચાર મુનિઓને ઉત્પન્ન કર્યા. ૧૪

બ્રહ્મદેવે તેમને પ્રજા ઉત્પન્ન કરવાનું કહેતાં મોક્ષની ઇચ્છાથી તેમણે પ્રજોત્પત્તિનો નિષેધ કર્યો એટલે બ્રહ્માને ક્રોધ ઉત્પન્ન થયો અને તેથી પછી બીજી સૃષ્ટિ ઉત્પન્ન થઈ તે કહે છે:

धिया निगृह्यमाणोऽपि भ्रुवोर्मध्यात् प्रजापतेः ।
सद्योऽजायत तन्मन्युः कुमारो नीललोहितः१५

[ भा. ३-१२-७

બ્રહ્માએ બુદ્ધિપૂર્વક ક્રોધને અટકાવેલો છતાં પણ બ્રહ્માની બે ભ્રકુટિમાંથી ઉત્પન્ન થએલો તે ક્રોધ તત્કાલ કાળા અને રાતા રંગનો એવો એક કુમારરૂપ થઇ ગયો. ૧૫

स वै रुरोद देवाना पूर्वजो भगवान् भवः ।
नामानि कुरु मे धातः स्थानानि च जगद्गुरो१६

[ भा. ३-१२-८

દેવોના પૂર્વજ એવા તે બાળપુરૂષ ભગવાન્ શંકર રડવા લાગ્યા અને 'હે ધાતઃ ! હે જગદ્ગુરુ ! મારાં નામ અને સ્થાન તમે કરો ' એ પ્રમાણે બ્રહ્માને કહેવા લાગ્યા. ૧૬

બ્રહ્મદેવે ત્યારપછી તેમને શું કહ્યું અને તેમનું એક મુખ્ય નામ રાખી ત્યારપછી બીજાં તેમનાં કયાં નામ રાખ્યાં તથા તેમને કઈ કઇ સ્ત્રીઓ આપી તે કહે છે:

यदरोदीः सुरश्रेष्ठ सोद्वेग इव बालकः ।
ततस्त्वामभिधास्यन्ति नाम्ना रुद्र इति प्रजाः१७

[ भा. ३-१२-१०

હે સુરશ્રેષ્ઠ! બાલકની સમાન ઉદ્વેગયુક્ત થઈ તમે રડો છો માટે પ્રજાઓ તમને ‘ રુદ્ર ’ એ પ્રમાણેના નામથી કહેશે. ૧૭

मन्युर्मनुर्महिनसो महाञ्छिव ऋतुध्वजः ।
उग्ररेता भवः कालो वामदेवो धृतव्रतः ॥१८॥
धीर्वृत्तिरुशनोमा च नियुत्सर्पिरिलांबिका ।
इरावती सुधा दीक्षा रुद्राण्यो रुद्र ते स्त्रियः१९

[ भा. ३-१२,-१२-१३

હે રૂદ્ર! મન્યુ, મનુ, મહિનસ, મહાન, શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાલ, વામદેવ અને ધૃતવ્રત એ તમારાં નામો છે તથા ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત્, સર્પિ, ઈલા, અંબિકા, ઈરાવતી, સુધા અને દીક્ષા એ રૂદ્રાણીઓ તમારી સ્ત્રીઓ છે. ૧૮-૧૯

ત્યારપછી બ્રહ્મદેવે રૂદ્રને પ્રજોત્પત્તિ માટે કહેતાં તેમણે તમોગુણી પ્રજા ઉત્પન્ન કરવા માંડી

એટલે બ્રહ્માને અસંતોષ ઉત્પન્ન થયો અને તેથી તેમણે તેમને પ્રજોત્પત્તિનો નિષેધ કરી પોતે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરી તે કહે છેઃ

अथाभिध्यायतः सर्गं दश पुत्राः प्रजज्ञिरे ।
भगवच्छक्तियुक्तस्य लोकसंतानहेतवः ॥२०॥

मरीचिरत्र्यंगिरसौ पुलस्त्यः पुलहः क्रतुः ।
भृगुर्वसिष्ठो दक्षश्च दशमस्तत्र नारदः ॥२१॥

[ भा. ३-१६,-२१-२२

ભગવાનની સમાન શક્તિયુક્ત એવા બ્રહ્મદેવે સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો વિચાર કરતાં તેમના શરીરમાંથી લોકોની સૃષ્ટિ ઉત્પન્ન કરવાના કારણરૂપ એવા મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને દશમા નારદ એ નામના દશ પુત્રો ઉત્પન્ન થયા. ૨૦-૨૧

આ દશ પુત્રોમાં દક્ષથી પ્રજાની વૃદ્ધિ કેવી રીતે થઈ તે કહે છે:

ततः प्राचेतसोऽसिक्न्यामनुनीतः स्वयंभुवा ।
षष्टिं संजनयामास दुहितॄः पितृवत्सलाः॥२२॥
दश धर्माय कायेन्दोर्द्विषट् त्रिनव दत्तवान् ।
भूतांगिरःकृशाश्वेभ्यो द्वे द्वे तार्क्ष्याय चापराः२३
यासां प्रसूतिप्रसवैर्लोका आपूरितास्त्रयः॥२४॥

[ भा. ६-६,-१-३

ત્યારપછી દક્ષ પ્રજાપતિએ બ્રહ્માની આજ્ઞાથી અસિકૂની નામની સ્ત્રીને વિષે પિતૃભક્ત એવી સાઠ કન્યાઓ ઉત્પન્ન કરી અને તેમાં દશ ધર્મને, તેર કશ્યપને, સતાવીશ ચન્દ્રને, બે શંકરને, બે અંગિરાને, બે કૃશાશ્વને અને બાકીની ચાર તાર્ક્ષ્યને આપી, કે જેમની પ્રજાની સંતતિ વડે આ ત્રણે લોકો વ્યાપ્ત થઈ ગએલા છે. ૨૨-૨૪

બ્રહ્મદેવે પ્રજાપતિઓ તથા ઋષિઓ વગેરેને ઉત્પન્ન કર્યા એમ પ્રથમ અધ્યાયમાં આપેલું છે, તેમાં આ વૈવસ્વત મન્વંતરમાં સપ્તર્ષિ તરીકે કયા ઋષિ માનવામાં આવેલા છે તે કહે છે:

कश्यपोऽत्रिर्वसिष्ठश्च विश्वामित्रोऽथ गौतमः ।
जमदग्निर्भरद्वाज इति सप्तर्षयः स्मृताः ॥ २५॥

કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને ભરદ્વાજ એ સાત ઋષિઓ માનવામાં આવેલા છે. ૨૫

દશ પુત્રો પછી બ્રહ્માના શરીરમાંથી બીજું શું ઉત્પન્ન થયું તે કહે છે:

धर्मःस्तनाद्दक्षिणतो यत्र नारायणः स्वयम् ।
अधर्मः पृष्ठतो यस्मान्मृत्युर्लोकभयंकरः ॥२६॥
हृदि कामो भ्रुवः क्रोधो लोभश्चाधरदच्छदात् ।
आस्याद्वाक् सिंधवो मेढ्रान्निर्ऋतिः पायोरघाश्रयः

छायायाः कर्दमो जज्ञे देवहूत्याः पतिः प्रभुः ।
मनसो देहतश्चेदं जज्ञे विश्वकृतो जगत् ॥२८॥
[ भा ३–१२,–२५–२७

બ્રહ્માના દક્ષિણ સ્તનમાંથી ધર્મ, કે જેમાં ભગવાન્ નારાયણ પોતે રહે છે તે, પૃષ્ઠ ભાગમાંથી અધર્મ, કે જેનાથી લોકોનું ભયંકર મૃત્યુ થાય છે તે, હૃદયમાંથી કામ, ભ્રકુટિમાંથી ક્રોધ, નીચેના ઓષ્ઠમાંથી લોભ, મુખમાંથી વાણી, ઉપસ્થમાંથી સમુદ્રો, પાપરૂપ ગુદામાંથી નિર્ઋતિ અને છાયામાંથી દેવહૂતિના પ્રભુ અને સ્વામી એવા કર્દમ ઉત્પન્ન થયા. આ પ્રમાણે વિશ્વને ઉત્પન્ન કરનાર બ્રહ્મદેવના મનથી તથા દેહથી આ સમગ્ર જગત્ ઉત્પન્ન થયું. ૨૬–૨૮

इति श्रीपुरुषोत्तमगीतायां ब्रह्माण्डादिसृष्टिनिरूपणं नाम द्वितीयोऽध्यायः

ઇતિ શ્રીપુરૂષોત્તમગીતાને વિષે બ્રહ્માણ્ડાદિસૃષ્ટિ-નિરૂપણ નામનો અધ્યાય ૨ જો સંપૂર્ણ.

# अध्याय ३

હવે ત્યારપછી બ્રહ્માએ અષ્ટાદશ વિદ્યાઓ વગેરે ઉત્પન્ન કર્યું, તેમાં તે અષ્ટાદશ વિદ્યાઓ કઈ કઈ છે તે કહે છેઃ

अङ्गानि वेदाश्चत्वारो मीमांसा न्यायविस्तरः ।
धर्मशास्त्रं पुराणं च विद्या ह्येताश्चतुर्दश ॥ १ ॥
आयुर्वेदो धनुर्वेदो गान्धर्वश्चेति ते त्रयः ।
अर्थशास्त्रं चतुर्थं तु विद्या ह्यष्टादशैव तु॥ २ ॥
[ वि० पु०

વેદનાં છ અંગ, ચાર વેદ, મીમાંસા, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને પુરાણ એ ચૌદ વિદ્યાઓ તેમજ આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ એ ત્રણ ઉપવેદ અને ચોથું અર્થશાસ્ત્ર મળી એકંદર અઢાર વિદ્યાઓ માનવામાં આવેલી છે. ૧–૨

આ સર્વ વિદ્યાઓ બ્રહ્માએ કેવી રીતે ઉત્પન્ન કરી તે કહે છેઃ

ऋग्यजुःसामाथर्वाख्यान् वेदान् पूर्वादिभिर्मुखैः।
आयुर्वेदं धनुर्वेदं गांधर्वं वेदमात्मनः ॥ ३ ॥

स्थापत्यं चासृजद्वेदं क्रमात्पूर्वादिभिर्मुखैः ।
इतिहासपुराणानि पंचमं वेदमीश्वरः ।
सर्वेभ्य एव वक्त्रेभ्यः ससृजे सर्वदर्शनः ॥४॥
[ भा. ३-१२,-३८-३९

બ્રહ્માએ પોતાનાં પૂર્વ વગેરે મુખોથી અનુક્રમે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ ઉત્પન્ન કર્યાં અને તેજ પ્રમાણે પૂર્વાદિ મુખોથી અનુક્રમે આયુર્વેદ, ગાંધર્વ વેદ અને સ્થાપત્ય-કલા-અર્થશાસ્ત્ર એ સર્વને ઉત્પન્ન કર્યાં અને સર્વના દૃષ્ટા અને ઈશ્વર એવા બ્રહ્મદેવે પોતાનાં સર્વ મુખોથી પાંચમા વેદરૂપ ઈતિહાસ અને પુરાણો પણ ઉત્પન્ન કર્યાં. ૩-૪

હવે વેદનાં છ અંગ કયાં કયાં છે તે કહે છે:

छन्दः पादौ तु वेदस्य हस्तौ कल्पोऽथ पठ्यते।
ज्योतिषामयनं चक्षुर्निरुक्तं श्रोत्रमुच्यते ॥५॥
शिक्षा घ्राणं तु वेदस्य मुखं व्याकरणं स्मृतम् ६

છન્દઃશાસ્ત્ર એ વેદના બે પગ છે, કલ્પ એ બે હાથ છે, જ્યોતિઃશાસ્ત્ર એ એનું ચક્ષુ છે, નિરુક્ત એ એના કાન છે, શિક્ષા એ નાસિકા છે અને વ્યાકરણ એ વેદનું મુખ કહેવામાં આવ્યું છે. ૫-૬

હવે ધર્મશાસ્ત્રો ક્યાં ક્યાં છે તે કહે છેઃ

मन्वत्रिविष्णुहारीतयाज्ञवल्क्योशनोऽङ्गिराः[१]।
यमापस्तम्बसंवर्ताः कात्यायनबृहस्पती ॥७॥
पराशरो व्यासशङ्खौ लिखितो दक्षगौतमौ।
शातातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः ॥८॥
[या. स्मृ. १,-५-६

---

१ કેટલાક ઋષિઓના મતમાં અઢાર ધર્મશાસ્ત્ર કરનારા તથા એકવીશ ધર્મશાસ્ત્ર કરનારા પણ માનવામાં આવેલા છે.

મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ એ સર્વ ધર્મશાસ્ત્રના રચનારા છે અર્થાત્ આ સર્વ ઋષિઓએ બનાવેલી સ્મૃતિઓને ધર્મ-શાસ્ત્ર કહેવામાં આવે છે. ૭-૮

હવે પુરાણો કયાં કયાં છે તે કહે છે:

ब्राह्मं दशसहस्राणि पाद्मं पंचोनषष्टि च ।
श्रीवैष्णवं त्रयोविंशच्चतुर्विंशति शैवकम् ॥ ९ ॥
दशाष्टौ श्रीभागवतं नारदं पञ्चविंशति ।
मार्कंडं नव वाह्नं च दशपंचचतुःशतम् ॥१०॥
चतुर्दश भविष्यं स्यात्तथा पञ्चशतानि च ।
दशाष्टौ ब्रह्मवैवर्तं लिङ्गमेकादशैव तु ॥ ११ ॥

चतुर्विंशति वाराहमेकाशीतिसहस्रकम् ।
स्कान्दं शतं तथा चैकं वामनं दश कीर्तितम् १२
कौर्मं सप्तदशाख्यातं मात्स्यं तत्तु चतुर्दशम् ।
एकोनविंशत्सौपर्णं ब्रह्मांडं द्वादशैव तु ॥१३॥
एवं पुराणसंदोहश्चतुर्लक्ष उदाहृतः ॥ १४ ॥
[ भा. १२-१३,-४-९

બ્રહ્મપુરાણુ દશ હજાર, પદ્મપુરાણુ પંચાવન હજાર, વિષ્ણુપુરાણુ ત્રેવીશ હજાર, શિવપુરાણુ ચોવીસ હજાર, શ્રીમદ્‌ભાગવત અઢાર હજાર, નારદપુરાણુ પચીશ હજાર, માર્કંડેયપુરાણુ નવ હજાર, અગ્નિપુરાણુ પંદર હજાર ને ચારસો, ભવિષ્યપુરાણુ ચૌદ હજાર ને પાંચસો, બ્રહ્મવૈવર્તપુરાણુ અઢાર હજાર, લિંગપુરાણુ અગીઆર હજાર, વરાહપુરાણુ ચોવીશ હજાર, સ્કન્દપુરાણુ એકાશી હજાર ને અગીઆરસો, વામનપુરાણુ દશ હજાર, કૂર્મપુરાણુ સત્તર હજાર,

મત્સ્યપુરાણુ ચૌદ હજાર, ગરૂડપુરાણુ ઓગણીશ હજાર અને બ્રહ્માંડપુરાણુ બારહજાર શ્લોકોનું છે.. આ પ્રમાણે અઢાર મહાપુરાણો[1] તેમના શ્લોકોની સંખ્યા સહિત કહેવામાં

---

૧ આ સિવાય બીજાં ઉપપુરાણો જેવાં કે સનત્કુમાર, નારસિંહ, બૃહન્નારદીય, શિવસદસ્ય, દૌર્વાસસ્, કાપિલ, વામન, ભાર્ગવ, વારૂણુ, કાલિકાપુરાણુ, સાંબ, નંદિપુરાણુ, આદિત્યપુરાણુ, પારાશર, વાસિષ્ઠ, દેવીભાગવત, ગણેશપુરાણુ અને હંસપુરાણુ છે તેમજ મુદ્દ્ગલ, રેણુકાપુરાણુ વગેરે લઘુ પુરાણો પણ બીજા અઢાર છે.

મહાભારત તથા રામાયણુ વગેરે ઇતિહાસ તરીકે ગણુવામાં આવેલાં છે.

પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, ન્યાયશાસ્ત્ર, સાંખ્ય, યોગ અને વૈશેષિક એ છ દર્શનો માનવામાં આવેલાં છે.

ઉપનિષદો એકસો આઠ માનવામાં આવ્યાં છે જેમનાં નામ નીચે પ્રમાણે છેઃ

**આવ્યાં છે એટલે સર્વ પુરાણોના શ્લોકોની સંખ્યા એકંદર ચાર લાખની કહેવામાં આવી છે. ૯–૧૪**

---

ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, શ્વેતાશ્વતર, બ્રહ્મબિન્દુ, કૈવલ્ય, જાબાલ, હંસ, આરુણિક, ગર્ભ, નારાયણ, પરમહંસ, બ્રહ્મ, અમૃતનાદ, અથર્વશિરસ્, (અથર્વશિખા), મૈત્રાયણી, કૌશિતકીબ્રાહ્મણ, બૃહજ્જાબાલ, નૃસિંહપૂર્વતાપિની, નૃસિંહોત્તરતાપિની, મૈત્રેયી, સુબાલા, ક્ષુરિકા, મન્ત્રિકા, સર્વસારા, નિરાલમ્બા, શુકરહસ્ય, વજ્રસૂચિકા, તેજોબિન્દુ, નાદબિન્દુ, ધ્યાનબિંદુ, બ્રહ્મવિદ્યા, યોગતત્ત્વ, આત્મબોધ, નારદપરિવ્રાજક, ત્રિશિખબ્રાહ્મણ, સીતા, યોગચૂડામણિ, નિર્વાણ, મંડલબ્રાહ્મણ, દક્ષિણામૂર્તિ, શરભ, સ્કન્દ, ત્રિપાદ્વિભૂતિમહાનારાયણ, અધમતારક, રામરહસ્ય, રામપૂર્વતાપિની, રામોત્તરતાપિની, વાસુદેવ, મુદ્ગલ, શાંડિલ્ય, પૈંગલ, ભિક્ષુક, મહા, શારીરિક, યોગશિખા, તુરીયાતીતાવધૂત, સંન્યાસ, પરમહંસપરિવ્રાજક, અક્ષમાલિકા, અવ્યક્ત,

વળી બ્રહ્મદેવે ત્યાર પછી બીજું શું ઉત્પન્ન કર્યું તે કહે છે:

विद्या दानं तपः सत्यं धर्मस्येति पदानि च ।
आश्रमांश्च यथासंख्यमसृजत् सह वृत्तिभिः १५
[ भा. ३-१२,-४१

વિદ્યા, દાન, તપ અને સત્ય એ ચાર ધર્મના પગો તથા બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને

---

એકાક્ષર, અન્નપૂર્ણા, સૂર્ય, અક્ષિ, અધ્યાત્મ, કુંડિકા, સાવિત્રી, આત્મ, પાશુપતબ્રહ્મ, પરબ્રહ્મ, અવધૂત, ત્રિપુરાતાપિની, દેવી, ત્રિપુરા, કઠરૂદ્ર, ભાવના, રૂદ્રહૃદય, યોગકુંડલી, ભસ્મજાબાલ, રૂદ્રાક્ષજાબાલ, ગણુપતિ, જાબાલદર્શન, તારસાર, મહાવાક્ય, પંચબ્રહ્મ, પ્રાણાગ્નિહોત્ર, ગોપાલપૂર્વતાપિની, ગોપાલોત્તરતાપિની, કૃષ્ણુ, યાજ્ઞવલ્ક્ય, વરાહ, શાઠ્યાયની, હયગ્રીવ, દત્તાત્રેય, ગરૂડ, કલિસંતારણુ, શ્રીજાબાલિ, સૌભાગ્યલક્ષ્મી, સરસ્વતીરહસ્ય, બહ્વૃચ અને મુક્તિકોપનિષદ્.

સંન્યાસ એ ચાર આશ્રમો તેમની વૃત્તિઓ
સહિત ઉત્પન્ન કર્યા. ૧૫

एवं व्याहृतयश्चासन् प्रणवो ह्यस्य दहृतः ।
तस्योष्णिगासील्लोमभ्यो गायत्री च त्वचो विभोः
त्रिष्टुभ् मांसात् स्नुतोऽनुष्टुब् जगत्यस्थ्नः प्रजापतेः
मज्जायाः पङ्क्तिरुत्पन्ना बृहती प्राणतोऽभवत्॥१७
स्पर्शस्तस्याभवज्जीवः स्वरो देह उदाहृतः ।
ऊष्माणमिन्द्रियाण्याहुरंतःस्था बलमात्मनः१८
स्वराः सप्त विहारेण भवन्ति स्म प्रजापतेः॥१९॥

[ भा. ३–१२,–४४–४७

આપ્રમાણે બ્રહ્માની અંદરથી ત્રણ વ્યાહૃતિઓ પણ ઉત્પન્ન થઇ અને તેમના હૃદયાકાશમાંથી પ્રણવ ઉત્પન્ન થયો. વળી તેમનાં રોમમાંથી 'ઉષ્ણિક્', ત્વચામાંથી 'ગાયત્રી', માંસમાંથી 'ત્રિષ્ટુપ્', સ્નાયુમાંથી' 'અનુષ્ટુપ્', અસ્થિમાંથી 'જગતી', મજ્જામાંથી 'પંક્તિ' અને

પ્રાણમાંથી 'બૃહતી' એમ સાત છંદો ઉત્પન્ન થયા. વળી ક થી મ સુધીના સ્પર્શાક્ષરો તેમના જીવરૂપ, અકારાદિ સ્વરો તેમના દેહરૂપ, શષસહ એ ઊષ્માક્ષરો ઇન્દ્રિયોરૂપ અને યરલવ એ અંતઃસ્થ અક્ષરો બ્રહ્માના બલરૂપ માનવામાં આવેલા છે અર્થાત્ એ સર્વ તેમનાથી ઉત્પન્ન થયું અને સાત (ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્ય, પંચમ, ધૈવત અને નિષાદ) સ્વરો એ પ્રજાપતિ બ્રહ્મદેવના વિહારમાંથી ઉત્પન્ન થયા ૧૬-૧૯

આપ્રમાણે બ્રહ્માએ અનેક પ્રકારની સૃષ્ટિ રચી મરીચ્યાદિ વગેરેને પણ ઉત્પન્ન કર્યા છતાં જ્યારે પ્રજા ન વધવા લાગી ત્યારે તે વિચાર કરવા લાગ્યા અને ત્યારે પછી પ્રજાની વૃદ્ધિ કેવી રીતે થવા લાગી તે કહે છે:

**एवंयुक्तकृतस्तस्य दैवं चावेक्षतस्तदा ।**
**कस्यरूपमभूद्द्वेधा यत्कायमभिचक्षते ॥ २० ॥**

[ भा. ३-१२,-५१

આપ્રમાણે યોગ્ય કર્મ કરનારા અને દૈવની જ રાહ જોતા બ્રહ્મદેવના શરીરના બે વિભાગ પડ્યા, કે જે કર્મને કાય એ પ્રમાણે કહેવામાં આવે છે. ૨૦

ताभ्यां रूपविभागाभ्यां मिथुनं समपद्यत ।
यस्तु तत्र पुमान् सोऽभून्मनुः स्वायंभुवः स्वराट्
स्त्री यासीच्छतरूपाख्या महिष्यस्य महात्मनः
तदा मिथुनधर्मेण प्रजा ह्येधांबभूविरे ॥ २२ ॥

[ भा. ३-१२,-५३-५४

તે શરીરના બે વિભાગો વડે એક સ્રીપુરૂષનું જોડલું ઉત્પન્ન થયું, તેમાં જે પુરૂષ થયો તે ચક્રવર્તી એવા સ્વાયંભુવ મનુ થયા અને જે સ્રી થઈ તે શતરૂપા નામની એ મહાત્મા મનુની પટરાણી થઈ અને ત્યારથી મિથુન ધર્મથી અર્થાત્ મૈથુનથી પ્રજાઓ વધવા લાગી. ૨૧-૨૨

ત્યાર પછી સ્વાયંભુવ મનુથી કઈકઈ પ્રજાઓ ઉત્પન્ન થઇ, કે જેનાથી આ સમગ્ર સૃષ્ટિ વધવા લાગી તે કહે છેઃ

स चापि शतरूपायां पञ्चापत्यान्यजीजनत् ।
प्रियव्रतोत्तानपादौ तिस्रः कन्याश्च भारत॥२३॥

आकूतिर्देवहूतिश्च प्रसूतिरिति सत्तम ।
आकूतिं रुचये प्रादात्कर्दमाय तु मध्यमाम् ।
दक्षायादात्प्रसूतिं च यत आपूरितं जगत् २४

[ भा. ३–१२,–५४–५५

હે પરીક્ષિત! તે મનુને શતરૂપાને વિષે પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બે પુત્રો અને હે સત્તમ! આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ એ નામની ત્રણ કન્યાઓ ઉત્પન્ન થઈ,

તેમાં આકૂતિ રૂચિને, વચલી દેવહૂતિ કર્દમને અને પ્રસૂતિ દક્ષને આપી, કે જેનાથી—જેની પ્રજાથી આ જગત્ વ્યાપ્ત થઇ ગયું. ૨૩–૨૪

હવે પ્રિયવ્રતને કેટલા પુત્રો હતા અને તેમને પિતાએ કયાં રાજ્ય સોંપ્યાં હતાં તે કહે છે:

अथ च दुहितरं प्रजापतेर्विश्वकर्मण उपयेमे बर्हिष्मतीं नाम । तस्यामुहवाव आत्मजानात्मसमानशीलगुणकर्मरूपवीर्योदारान् दश भावयांबभूव कन्यां च यवीयसीमूर्जस्वतीं नाम । आग्नीध्रेध्माजिह्वयज्ञबाहुमहावीरहिरण्यरेतोधृतपृष्ठसवनमेधातिथिहोत्रकवय इति सर्व एवाग्निनामानः । एतेषां कविर्महावीरः सवन इति त्रय आसन्नूर्ध्वरेतसः । त आत्मविद्या-

यामर्भभावादारभ्य कृतपरिचयाः पारमहं
मेवाश्रममभजन् ॥ २५–२६ ॥

[ भा. ५–१,–२४–

ત્યારપછી પ્રિયવ્રત વિશ્વકર્મા નામના પ્ર
પતિની બર્હિષ્મતી નામની કન્યાને પરણ
અને તેમાં તેને શીલ, ગુણ, કર્મ, રૂપ, બ
અને ઉદારતામાં પોતાની સમાન એ
આગ્નિધ્ર, ઈધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવી
હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, હો
અને કવિ નામના દશપુત્રો અને ઉર્જસ્વ
નામની કન્યા ઉત્પન્ન થઈ. એમાં કવિ, મહ
વીર અને સવન એ ત્રણે બ્રહ્મચારી બની બાલ્ય
વસ્થાથી આત્મવિદ્યામાંજ પ્રયત્નશીલ રહી પ
મહંસના આશ્રમનેજ સેવવા લાગ્યા. ૨૫–૨

પ્રિયવ્રતે પોતાના સાત પુત્રોને પછી સા
દ્વીપોનું રાજ્ય આપ્યું તે કહે છે:

प्रियव्रतोऽभ्यषिंचत्तान् सप्त सप्तसु पार्थिवान् ।
द्वीपेषु तेन धर्मेण .... ....॥ २७ ॥

[ भा. ५०–१६

પ્રિયવ્રતે પોતાના તે આગ્નીધ્ર વગેરે સાત પુત્રોનો જમ્બુ વગેરે સાત દ્વીપોને વિષે ધર્મ-પુરઃસર રાજ્યાભિષેક કર્યો. ૨૭

इति श्रीपुरुषोत्तमगीतायां विद्यादिसृष्टिनिरूपणं
नाम तृतीयोऽध्यायः ॥

ઇતિ શ્રીપુરૂષોત્તમગીતાને વિષે 'વિદ્યાદિસૃષ્ટિનિરૂપણ'
નામનો અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

# अध्याय ४

અધ્યાય બીજામાં સાત દ્વીપો કહેવામાં આવ્યા છે. તેમાં આ કર્મભૂમિ ભારતવર્ષ એ જંબુદ્વીપને વિષે આવેલું હોવાથી તે જંબુદ્વીપનાં જે નવવર્ષ—નવખંડ—માનવામાં આવેલાં છે તે કયાં કયાં છે તે હવે કહે છે.

आग्नीध्राय पिता पूर्वं जम्बूद्वीपं ददौ द्विज ।
तस्य पुत्रा बभूवुर्हि प्रजापतिसमा नव ॥ १ ॥
ज्येष्ठो नाभिरिति ख्यातस्तस्य किंपुरुषोऽनुजः।
हरिवर्षस्तृतीयस्तु चतुर्थोऽभूदिलावृतः ॥ २ ॥
रम्यश्च पञ्चमः पुत्रो हिरण्यः षष्ठ उच्यते ।
कुरुस्तु सप्तमस्तेषां भद्राश्वश्चाष्टमः स्मृतः ।
नवमः केतुमालश्च तन्नाम्ना वर्षसंस्थितिः ॥३॥

હે દ્વિજ! પિતા પ્રિયવ્રતે પ્રથમ આગ્નીધ્ર નામના પુત્રને જંબુદ્વીપનું રાજ્ય આપ્યું અને

તે આગ્નીધ્રને પ્રજાપતિ સમાન નવ પુત્રો થયા. એમાં નાભિનામનો પુત્ર જ્યેષ્ઠ થયો અને ત્યાર પછી તેનાથી નાનો બીજો કિંપુરૂષ, ત્રિજો હરિવર્ષ અને ચોથો ઈલાવૃત થયો. પાંચમો વશ્ય નામનો પુત્ર, છઠ્ઠો હિરણ્ય, સાતમો કુરૂ, આઠમો ભદ્રાશ્વ અને નવમો કેતુમાલ નામનો પુત્ર થયો અને એ સર્વનાં નામપરથી (જમ્બુદ્વીપના ખંડોનાં) વર્ષનાં નામ પડ્યાં. (એટલે આ દરેક પુત્રને એકેક ખંડનું રાજ્ય આપવાથી તેમના નામપરથી નાભિ, કિંપુરૂષ, હરિવર્ષ, ઈલાવૃત, વશ્ય, રમણુક, હિરણ્ય, કુરૂ, ભદ્રાશ્વ અને કેતુમાલ નામનાં વર્ષ થયાં.) ૧–૩

હવે નાભિવર્ષનું નામ ભારતવર્ષ જે હેતુથી પાડવામાં આવ્યું છે તે હેતુ દર્શાવતાં આગ્નીધ્રથી ભરતસુધીના વંશનું કથન કરે છેઃ

**आग्नीध्रसूनोर्नाभेस्तु ऋषभोऽभूत्सुतो द्विज ।**
**ऋषभाद्भरतो जज्ञे वीरः पुत्रशताद्वरः ॥ ४ ॥**

हिमाह्वं दक्षिणं वर्षं भरताय पिता ददौ ।
तस्माच्तु भारतं वर्षं तस्य नाम्ना महात्मनः॥५॥

આગ્નીધ્રને નાભિનામનો જ્યેષ્ઠ પુત્ર હતો કે જેને હે દ્વિજ ! ઋષભનામનો પુત્ર થયો, અને તે ઋષભને સેંકડો પુત્રોથી પણ શ્રેષ્ઠ એવો મહાપરાક્રમી ભરત નામનો પુત્ર થયો. તેને પિતાએ હિમ નામના દક્ષિણ દિશા તરફના ખંડનું રાજ્ય આપ્યું અને તેથી તે મહાત્મા ભરતના નામ પરથી તે વર્ષનું નામ ભારતવર્ષ ( ભરતખંડ ) એપ્રમાણે થયું. ૪-૫

હવે એ નવવર્ષ જમ્બુદ્વીપને વિષે કઈ કઈ દિશામાં કેવી રીતે રહેલાં છે તે કહે છેઃ

वेद्यर्धे दक्षिणे त्रीणि त्रीणि वर्षाणि चोत्तरे ।
इलावृतं तयोर्मध्ये चन्द्रार्द्धाकारवत्स्थितम् ॥६॥
ततः पूर्वेण भद्राश्वं केतुमालं च पश्चिमे
इलावृतस्य मध्ये तु मेरुः कनकपर्वतः ॥ ७ ॥
[ मा. ५१,-१३-१४

જમ્બુદ્વીપની વેદિના અર્ધભાગને વિષે દક્ષિણ દિશા તરફ (હરિવર્ષ, કિંપુરૂષ અને ભારત એ) ત્રણ વર્ષ અને ઉત્તરદિશા તરફ (રમ્યક, હિરણ્ય અને કુરૂ એ) ત્રણ વર્ષ આવેલાં છે, અને તેમના મધ્યભાગમાં અર્ધચન્દ્રાકારની સમાન ઈલાવૃત નામનું વર્ષ રહેલું છે. તેની પૂર્વબાજુ ભદ્રાશ્વ અને પશ્ચિમ તરફ કેતુમાલ નામનાં વર્ષ છે અને એ ઈલાવૃતના મધ્યભાગમાં સુવર્ણનો મેરૂ નામનો પર્વત રહેલો છે. ૬-૭

હવે એ મેરૂ પર્વત કેટલા પ્રમાણનો છે અને એની આજુબાજુ તથા ઉપર પ્રસિદ્ધ એવી કઇ કઇ વસ્તુઓ રહેલી છે તે ટુંકમાં કહે છે:

चतुराशीतिसाहस्रस्तस्योच्छ्रायो महागिरेः ।
प्रविष्टः षोडशाधस्तात् विस्तारः षोडशैव तु॥८॥
[ मा. ५१,-१५

शरावसंस्थितत्वाच्च द्वात्रिंशन्मूर्ध्नि विस्तृतः॥९॥

એ મહાગિરિ મેરૂ પૃથ્વીથી ચોર્યાસી હજાર યોજન ઉંચો છે અને સોલ હજાર યોજન પૃથ્વીની અંદર રહેલો છે એટલે એકંદર એક લાખ યોજન જેટલો મૂલથી આરંભી શિખર સુધીનો છે. એનો વિસ્તાર પૃથ્વીપર સોલ હજાર યોજન જેટલો છે અને એ શરાવની માફક રહેલો હોવાથી ઉપરના ભાગમાં—ટોચપર બત્રીસહજાર યોજનના વિસ્તારવાળો છે. ૮–૯

मंदरो मेरुमंदरः सुपार्श्व कुमुद इति अयुतयोजनविस्तारोन्नाहा मेरोश्चतुर्दिशमवष्टंभगिरय उपक्लृप्ताः। चतुर्ष्वेतेषु चूतजम्बुकदम्बन्यग्रोधाश्चत्वारः पादपप्रवराः पर्वतकेतव इवाधिसहस्रयोजनोन्नाहास्तावद्विटपाविततयः शतयोजनपरिणाहाः ॥ १०–११ ॥

[ भा. ५–६,–१२–१३

મેરૂની ચારે દિશાએ મંદર, મેરુમંદર, સુપાર્શ્વ અને કુમુદ નામના દશ હજાર યોજન વિસ્તારવાળા તથા તેટલાજ ઉંચા ચાર પર્વતો મેરૂના થાંભલા રૂપે રહેલા છે, અને એ ચારે પર્વતોની ઉપર અનુક્રમે આંબો, જાંબુ, કદમ્બ અને વડ એ ચાર ઉત્તમ પ્રકારનાં વૃક્ષો અગીઆરસો યોજન ઉંચાં અને સો યોજન વિસ્તારવાળાં જાણે પર્વતોની ધજાઓ હોય તેની માફક રહેલાં છે. ૧૦-૧૧

मेरोर्मूर्धनि भगवत आत्मयोनेर्मध्यत उपक्लृप्तां पुरीमयुतयोजनसाहस्रीं समचतुरस्रां शातकौम्भीं वदन्ति। तामनु परितो लोकपालानामष्टानां यथादिशं यथारूपं तुरीयभागेन पुरोऽष्टावुपक्लृप्ताः ॥ १२–१३ ॥

[ भा. ५-१६,-२९-३०

મેરૂની ટોચ ઉપર મધ્યભાગને વિષે ભગવાન્ બ્રહ્મદેવની દશહજાર યોજન વિસ્તારવાળી અને

ચારે ખુણે સરખી એવી સુવર્ણની નગરી છે કે જેને " શાતકૌંભી " એ પ્રમાણે કહેવામાં આવે છે, અને તેની સર્વ બાજુએ તેનેજ અનુસરતી આઠ લોકપાલોની દિશાઓને યોગ્ય અને રૂપને યોગ્ય એવી અઢીહજાર યોજન વિસ્તારવાળી [1]આઠ નગરીઓ આવેલી છે. ૧૨–૧૩

પૂર્વમાં સાતદ્વીપો તથા સાત સમુદ્રો કહેવામાં આવેલા છે, તેમાં છેલ્લો જે શુદ્ધોદકનો સમુદ્ર કહેવામાં આવેલો છે તેની પછી આગળ શું આવેલું છે તે હવે કહે છે:

---

૧ ઉપરના ભાગમાં બ્રહ્માની 'બ્રહ્મપુરી,' પૂર્વદિશામાં ઇન્દ્રની ' અમરાવતી ', અગ્નિ ખુણામાં અગ્નિની 'તેજોવતી' પુરી, દક્ષિણમાં યમની ' સંયમની ' પુરી, નૈઋર્ત્ય ખુણામાં નિઋર્તિ દેવની ' કૃષ્ણાંગ 'પુરી, પશ્ચિમમાં વરૂણની 'શ્રદ્ધાવતી'પુરી, વાયવ્ય ખુણામાં વાયુની ' ગંધવતી 'પુરી, ઉત્તરમાં કુબેરની ' મહોદા ' પુરી અને ઇશાન ખુણામાં ઇશાનદેવની ' યશોવતી ' નામની પુરી છે.

ततः परस्ताल्लोकालोकनामाचलो लोकालोकयोरंतराले परित उपक्षिप्तः। यावन्मानसोत्तरमेर्वोरंतरं तावती भूमिः काञ्चन्यन्याऽऽदर्शतलोपमा यस्यां प्रहितः पदार्थो न कथंचित् पुनः प्रत्युपलभ्यते तस्मात् सर्वसत्त्वपरिहृताऽऽसीत् । लोकालोक इति समाख्या यदनेनाचलेन लोकालोकाख्यान्तर्वर्तिनाऽवस्थाप्यते १४–१६

[ भा. ५–२०,–३४–३६

શુદ્ધોદકના સમુદ્રથી આગળ [1]લોક અને [2]અલોક નામના બે લોકની મધ્યમાં લોકાલોક નામનો પર્વત ઉભો કરવામાં આવેલો છે. શુદ્ધોદક સમુદ્રની આગળ માનસોત્તર પર્વત અને મેરૂના મધ્યમાં જેટલું અંતર છે તેટલા

---

૧ લોક–સૂર્યના પ્રકાશવાળો. ૨ અલોક–સૂર્યના પ્રકાશ વિનાનો.

પ્રમાણુની ( એક કરોડ સાડાસાત લાખ યોજનની પ્રાણીઓના નિવાસવાળી ) સુવર્ણની ભૂમિ છે અને ત્યારપછી તેની આગળ બીજી આદર્શ સમાન સ્વચ્છ એવી ( આઠ કરોડ ઓગણચાલીસ લાખ યોજન વિસ્તારવાળી ) ભૂમિ છે, કે જેના ઉપર નાખેલો કોઈપણ પદાર્થ પાછો મળી શકતો નથી અને તેથી ત્યાં કોઈપણ પ્રાણી રહેતું નથી. લોકાલોક પર્વત તે ભૂમિની આગળ આવેલો છે અને એ લોક અને અલોકની મર્યાદાનો વિભાગ પાડવા માટે રાખવામાં આવેલો છે જેથી તેનું નામ 'લોકાલોક' એપ્રમાણે પાડવામાં આવ્યું છે. ૧૪–૧૬

स तु पञ्चाशत्कोटिगणितस्य भूगोलस्य तुरीयभागोऽयं लोकालोकाचलः । तदुपरिष्टाच्चतुस्रष्वाशास्वात्मयोनिनाऽखिलजगद्गुरुणाऽधिनिवेशिता ये द्विरदपतय ऋषभः पुष्कर-

चूडो वामनोऽपराजित इति सकललोकैकस्थिति-
हेतवः ॥ १७–१८ ॥

[ भा. ५–२०,–३८–३९

તે લોકાલોક પર્વત પચાસ કરોડ યોજન વિસ્તારવાળી પૃથ્વીના ચોથા ભાગમાં રહેલો છે અને તેની ઉપર અખિલ જગતના ગુરૂ બ્રહ્મદેવે સર્વ લોકની સ્થિતિના આધારભૂત એવા ઋષભ, પુષ્કરચૂડ, વામન અને અપરાજિત નામના ચાર હાથી ચાર દિશાઓને વિષે રાખેલા છે ૧૭–૧૮

यद्बहिर्लोकालोकाचलात् ततः परस्मात्
योगेश्वरगतिं विशुद्धामुदाहरन्ति ॥ १९ ॥

[ भा. ५–२०,–४०

લોકાલોક પર્વતની બહાર જે 'અલોક' નામનો લોક છે તેનાથી આગળ યોગીશ્વરોને મળતી જે ઉત્તમ ગતિ છે તે [1]ગતિરૂપ સ્થાન છે. ૧૯

---

૧ લોકાલોક પર્વતની અંદરના ભાગમાં સૂર્યના પ્રકાશવાળો 'લોક' નામનો લોક આવેલો છે અને તેની

હવે પાછળ જંબુદ્વીપના જે ખંડો કહેવામાં આવેલા છે તે દરેક ખંડમાં ભગવાન્ કયા કયા સ્વરૂપે રહે છે અને તેમની કોણ કોણ ઉપાસના કરે છે તે કહે છેઃ

नवस्वपि वर्षेषु भगवान् नारायणो महापुरुषः पुरुषाणां तदनुग्रहायात्मतत्त्वव्यूहेनात्मनाऽद्यापि सन्निधीयते ॥ २० ॥

[ भा. ५-१७,-१४

મહાપુરૂષ એવા ભગવાન્ નારાયણ નવે વર્ષ-ખંડો-માં લોકોના કલ્યાણને માટે પોતાની અનેક મૂર્તિના સમૂહરૂપે સ્વસ્વરૂપે હજી સુધી સંનિહિત રહેલા છે. ૨૦

---

આગળના ભાગમાં અંધકારમય 'અલોક' નામનો લોક આવેલો છે અને ત્યાર પછી યોગીશ્વરોની ગતિરૂપ મનાતુ સ્થાન આવેલું છે.

इलावृते तु भगवान् भव एक एव पुमा न्ह्यन्यस्तत्रापरो निर्विशति भवान्याः शापनिमित्तज्ञो यत्प्रवेक्ष्यतः स्त्रीभावः भवानीनाथैः स्त्रीगणार्बुदसहस्रैरवरुद्धमानो भगवतश्चतुर्मूर्तेर्महापुरुषस्य तुरीयां तामसीं मूर्तिं प्रकृतिमात्मनः संकर्षणसंज्ञामात्मसमाधिरूपेण सन्निधाप्यैतदभिगृणन् भव उपधावति ॥ २१-२२ ॥

[ भा. ५-१७,-१५-१६

પ્રથમ ઈલાવૃત ખંડને વિષે ભગવાન્ શંકર એકજ પુરૂષ છે, કારણુ કે પાર્વતીના શાપથી તેમાં પ્રવેશ કરનાર સ્રીપણાને પ્રાપ્ત થતો હોવાથી બીજો કોઇ પણુ પુરૂષ તેમાં પ્રવેશ કરી શકતો નથી. એમાં પાર્વતીની અસંખ્ય દાસીઓ વડે સેવાતા ભગવાન્ શંકર, ચાર મૂર્તિવાળા મહાપુરૂષ ભગવાન્‌ની ચોથી તમોગુણી એવી સંકર્ષણુ નામની જે મૂર્તિ છે, કે

જેનાથી પોતાની ઉત્પત્તિ થએલી છે તેનું આત્મસમાધિ વડે ધ્યાન કરી મંત્રો ભણીને સ્તવન કરે છે. ૨૧-૨૨

तथा च भद्रश्रवानाम धर्मसुतस्तत्कुलपतयः पुरुषा भद्राश्ववर्षे साक्षाद्भगवतो वासुदेवस्य प्रियां तनूं धर्ममयीं हयशीर्षाभिधानां परमेण समाधिना सन्निधाप्येदमभिगृणंत उपधावन्ति२३

[ भा. ५-१८,-१

તેજ પ્રમાણે ભદ્રાશ્વનામના ખંડને વિષે ભદ્રશ્રવા નામનો ધર્મનો પુત્ર તેમજ તેના કુલના કેટલાક મુખ્ય પુરૂષો, ભગવાન્ વાસુદેવને પ્રિય એવી તેમની સાક્ષાત્ ધર્મમયી હયગ્રીવ નામની મૂર્તિનું પરમ સમાધિયોગ વડે ધ્યાન કરીને મંત્રોચ્ચારણ કરતા કરતા સ્તવન કરે છે. ૨૩

हरिवर्षे चापि भगवान् नरहरिरूपेणास्ते.... ....तद्दयितं रूपं महापुरुषगुणभाजनो महाभागवतो दैत्यदानवकुलतीर्थीकरणशीलाचरितः प्रह्लादोऽव्यवधानानन्यभक्तियोगेन सह तद्वर्षपुरुषैरुपास्ते.... ॥ २४ ॥

[ भा. ५-१८,-७

હરિવર્ષને વિષે ભગવાન્ નરહરિરૂપ ધારણ કરીને રહેલા છે અને તેમના તે સુંદર સ્વરૂપની મહાપુરૂષ સમાન ગુણવાળા, મહાન્ ભગવદ્ભક્ત અને પોતાના સ્વભાવ અને આચરણ વડે જેણે દૈત્ય અને દાનવોનાં કુલને તીર્થરૂપ બનાવેલાં છે એવા પ્રહ્‌લાદજી સતત ચાલતા એવા અનન્ય ભક્તિભાવથી તે હરિવર્ષમાં રહેનારા લોકો સહવર્તમાન ઉપાસના કરે છે. ૨૪

केतुमालेऽपि भगवान् कामदेवस्वरूपेण लक्ष्म्याः प्रियचिकीर्षया प्रजापतेर्दुहितॄणां पुत्राणां

तद्रूपतानां पुरुषायुषाऽहोरात्रपरिसंख्यानानां यासां गर्भा महापुरुषमहास्त्रतेजसोद्वेजितमनसां विध्वस्ता व्यसवः संवत्सरांते विनिपतंति। अतीव सुललितगतिविलासविलसितरुचिरहासलेशावलोकलीलया किंचिदुत्तंभितसुंदरभ्रूमंडलसुभगवदनारविन्दश्रिया रमां रययन्निन्द्रियाणि रमयते। तद्भगवतो मायामयं रूपं परमसमाधियोगेन रमादेवी संवत्सरस्य रात्रिषु प्रजापतेर्दुहितृभिरुपेताऽहस्सु च तद्भर्तृभिरुपास्ते .... ॥ २५–२७ ॥

[भा. ५–१८,–१५–१७

કેતુમાલ ખંડને વિષે પણ ભગવાન્ લક્ષ્મીનું, સંવત્સરરૂપ પ્રજાપતિની પુત્રીઓનું અને તે વર્ષના સ્વામી એવા પ્રજાપતિના પુત્રોનું પ્રિય કરવાની ઈચ્છાથી કામદેવરૂપે રહે છે. તે

પ્રજાપતિની પુત્રીઓની સંખ્યા બ્રહ્માના આયુષ્યના દિવસોની સંખ્યાવાળી એટલે અઢાર હજારની છે અને ત્યાં ઉદાસી ચિંત્તવાળી તે પુત્રીઓના ગર્ભો સંવત્સરના અંતમાં મહાપુરૂષ ભગવાનના અસ્રના તેજથી નાશ પામી પ્રાણુરહિત થઈને પડે છે. તે કામદેવ અત્યંત સુંદર ગતિ, વિલાસો અને ઉત્તમ પ્રકારનાં મનોહર મંદ હાસ્યથી જોવા વડે તેમજ કંઈક ઉન્નત થએલી ભ્રકુટીઓથી સુંદર જણાતા મુખકમળની શોભા વડે લક્ષ્મીજીને રમાડતા ઇન્દ્રિયોને પણ રમાડે છે. તે ભગવાનના માયામય સ્વરૂપની તેમનાં પત્ની લક્ષ્મીજી ઉત્તમ સમાધિયોગવડે સંવત્સરની રાત્રિઓમાં પ્રજાપતિની પુત્રીઓની સાથે અને દિવસોમાં તેમના સ્વામીઓ સાથે ઉપાસના કરે છે. ૨૫–૨૭

रम्यके च भगवतः प्रियतमं मात्स्यमवताररूपं तद्वर्षपुरुषस्य मनोः प्राक् प्रदर्शितम् । स इदानीमपि महता भक्तियोगेनाराधयति.... ....॥ २८ ॥

[ भा. ५–१८,–२४

રમ્યકખંડને વિષે ભગવાનને અત્યંત પ્રિય એવું તેમના અવતારરૂપ મત્સ્યસ્વરૂપ રહેલું છે, કે જે તે રમ્યક ખંડના સ્વામી મનુને ભગવાને પૂર્વે બતાવ્યું હતું. તે મનુ–રાજા હજી સુધી પણ તે મત્સ્યસ્વરૂપની મહાન્ ભક્તિયોગથી આરાધના કરે છે. ૨૮

हिरण्मयेऽपि भगवान् निवसति कूर्मतनुं बिभ्राणस्य तस्य तत्प्रियतमां तनुमर्यमा सह वर्षपुरुषैः पितृगणाधिपतिरुपधावति....॥२९॥

[ भा. ५- १८,–२९

હિરણ્મય ખંડને વિષે ભગવાન્ કૂર્મનું સ્વરૂપ ધારણ કરીને નિવાસ કરે છે અને તેમની તે અત્યંત પ્રિયમૂર્તિની પિતૃઓના અધિપતિ અર્યમાદેવ તે વર્ષના પુરૂષોની સાથે મલીને ઉપાસના કરે છે. ૨૯

उत्तरेषु च कुरुषु भगवान् यज्ञपुरुषः कृतवराहरूप आस्ते । तं तु देवी हैषा भूः सह कुरुभिरस्खलितभक्तियोगेनोपधावति....॥ ३०

[ भा. ५-१८,-३४

ઉત્તર કુરુખંડને વિષે ભગવાન્ યજ્ઞપુરુષ વિરાટ્નું સ્વરૂપ ધારણ કરીને રહેલા છે અને તે સ્વરૂપની પૃથિવી દેવી તે કુરુખંડના રહેવાશીઓની સાથે અનન્ય ભક્તિભાવથી આરાધના કરે છે. ૩૦

किंपुरुषे वर्षे भगवंतमादिपुरुषं लक्ष्मणाग्रजं सीताभिरामं श्रीरामं तच्चरणसन्निकर्षाभिरतः परमभागवतो हनुमान् सह किंपुरुषैरविरतभक्तिरुपास्ते ॥ ३१ ॥

[ भा. ५-१९,-१

કિંપુરૂષખંડને વિષે ભગવાન્ રામચન્દ્રજીનાં ચરણુની સમીપમાં રહેવા માટે પ્રીતિવાળા પરમ ભગવદ્ભક્ત હનુમાન્ અવિચલ ભક્તિ યોગથી તે કિંપુરૂષખંડના રહેવાશીઓની સાથે આદિપુરૂષ, લક્ષ્મણુના મોટાભાઈ અને સીતાને આનંદ આપનાર ભગવાન્ રામચંદ્રની ઉપાસના કરે છે. ૩૧

भारतेऽपि वर्षे भगवान् नरनारायणाख्य आकल्पांतमुपचितधर्मज्ञानवैराग्यैश्वर्योपशमोपरमात्मोपलंभनमनुग्रहायात्मवतामनुकंपया तपो-

ऽव्यक्तगतिश्चरति । तं भगवान् नारदो वर्णाश्रमवतीभिर्भारतीभिः प्रजाभिर्भगवत्प्रोक्ताभ्यां सांख्ययोगाभ्यां भगवदनुभावोपवर्णनं सावर्णेरुपदेक्ष्यमाणः परमभक्तिभावेनोपसरति ....॥ ३२-३३ ॥

[ भा ५-१९,-९-१०

ભારતવર્ષને વિષે ભગવાન્ નરનારાયણ આત્મનિષ્ઠ પુરૂષોના કલ્યાણને માટે દયાયુક્ત થઇને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, ઉપશમ અને શાંતિની વૃદ્ધિ થતાં આત્મસાક્ષાત્કાર થાય તે પ્રમાણે ગુપ્ત રીતે રહીને તપશ્ચરણ કરે છે. તેમની, ભગવાને કહેલા સાંખ્ય તથા યોગ વડે ભગવાનના પ્રભાવનુંજ વર્ણન કરનારા શાસ્ત્રનો સાવર્ણિમનુને ઉપદેશ આપનારા ભગવાન્ નારદ વર્ણ તથા આશ્રમ પ્રમાણે ચાલ-

નારી ભારતવર્ષની પ્રજાઓ સાથે પરમભક્તિભાવથી આરાધના કરે છે. ૩૨-૩૩

હવે આ ઉપરોક્ત સર્વ ખંડોને વિષે ભરત ખંડ એ કર્મભૂમિ હોવાથી ઉત્તમ માનવામાં આવેલો છે અને તેથી તેની શ્રેષ્ઠતા બતાવે છે:

हेमाद्रिदक्षिणं यद्वै विंध्याद्रेरुत्तरं तथा ।
आहुस्तद्भारतं वर्षं शुभाशुभफलप्रदम् ॥३४॥

[ प क्रि. २-२४

હિમાલયની દક્ષિણ તરફ અને વિંધ્યાચલની ઉત્તર તરફ જે વર્ષ છે તેને 'ભારત વર્ષ' કહેવામાં આવે છે અને તે શુભાશુભ ફલને આપવાવાળું છે. ૩૪

अत्रापि भारतं श्रेष्ठं जम्बुद्वीपे महामुने ।
यतो हि कर्मभूरेषा ततोऽन्या भोगभूमयः॥३५॥
कदाचिल्लभते जन्तुर्मानुष्यं पुण्यसंचयात्॥३६॥

[ वि. पु.

હે મહામુને! આ જમ્બુદ્વીપને વિષે પણ ભરતખંડ એ સર્વથી શ્રેષ્ઠ છે, કારણ કે એ કર્મભૂમિ છે અને બીજા ખંડો એ ભોગભૂમિઓ છે, અને તેથી પુણ્યસંચય કરવાથી પ્રાણી કોઇકજ વખત એ ભરતખંડમાં મનુષ્યજન્મ ધારણ કરે છે. ૩૫–૩૬

સર્વ ખંડ કરતાં આ ખંડમાં જન્મ લેનારનોજ જન્મ સફળ માનવામાં આવે છે તે કહે છેઃ

गायन्ति देवाः किल गीतकानि
 धन्यास्तु ये भारतभूमिभागे ।
स्वर्गापवर्गस्य च हेतुभूते ।
 भवन्ति भूयः पुरुषाः सुरत्वात् ॥३७॥

[ वि. पु.

ભરતખંડની ઉત્તમતા માટે દેવો પણ એવાં ગાન કરે છે કે, "દેવપણામાંથી પણ ભ્રષ્ટ થઈને પુરૂષરૂપે જે સ્વર્ગ અને મોક્ષના કારણભૂત

એવી ભરતખંડની ભૂમિને વિષે અવતરે છે તે ખરેખર ધન્ય છે.” ૩૭

आसाद्य भारतं वर्षं ये जन्मनि नरोत्तमाः ।
धर्मकर्माणि कुरुते ते सर्वे केशवोपमाः ॥ ३८॥

[ प. क्रि. २–२५

જે ઉત્તમ મનુષ્યો ભરતખંડમાં અવતાર લઇ પોતાના જન્મને વિષે ધર્મનાં કર્મો કરે છે તે સર્વે ભગવાનની સમાન માનવામાં આવેલા છે. ૩૮

कर्मभूमौ कृतं कर्म शुभं वाशुभमेव वा ।
तत्फलं भुञ्जते लोको भोगभूमिषु सत्तम॥३९॥

[ प. क्रि. २–२६

ભરતખંડની કર્મભૂમિને વિષે મનુષ્યોએ જે કંઇ શુભ અથવા અશુભ કર્મ કર્યું હોય તેનું ફળ હે વિપ્રવર્ય! તે ( અન્યખંડોરૂપી ) ભોગભૂમિઓને વિષે ભોગવે છે. ૩૯

कर्मभूमिं समागत्य यो धर्मकर्मसूद्यतः ।
न च तेन समः कोऽपि त्रिषु लोकेषु विद्यते ४०
तस्य स्यात्सफलं जन्म जीवितं च सुजीवितम् ४१

[ प. क्रि. २,–२७–२८

કર્મભૂમિને વિષે આવીને જે મનુષ્ય ધર્મ-કર્મ કરવામાં ઉદ્યુક્ત રહે છે તેના સમાન ત્રણે લોકને વિષે કોઈપણ નથી અને તેનોજ જન્મ સફળ માનવામાં આવેલો છે, તેમ જીવન પણ તેનુંજ ઉત્તમ માનવામાં આવે છે. ૪૦-૪૧

इति श्रीपुरुषोत्तमगीतायां जम्बुद्वीपे नवखण्डवर्णनं
नाम चतुर्थोऽध्यायः ।

ઇતિ શ્રીપુરૂષોત્તમગીતાને વિષે જમ્બુદ્વીપમાં 'નવખંડ વર્ણન' નામનો અધ્યાય ૪ થો સંપૂર્ણ.

# अध्याय ५

આગળના અધ્યાયોમાં સૃષ્ટિનું વર્ણન કરવામાં આવેલું છે, તેમાં સૃષ્ટિમાં મનુષ્યજન્મ પામી હરેક વ્યક્તિએ પરમાત્માની પ્રાપ્તિ કરવા યત્ન કરવો જોઈએ અને તેથી સંસારમાં મનુષ્યને વૈરાગ્ય ઉત્પન્ન થવા માટે આગળ સંસારની જે ઉત્પત્તિ કહી તે સંસારભૂત જગત્‌ને વૃક્ષરૂપે કલ્પી હવે તેનું વિનાશીપણું દેખાડે છે:

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥
[भ. १५-१

આ સંસારરૂપી વૃક્ષને (મૂલ પુરુષોત્તમ ભગવાનરૂપ) ઉંચા મૂલવાળો, (હિરણ્યગર્ભ વગેરે જીવોરૂપ) નીચી શાખાવાળો, અને વેદો જેનાં પાંદડાં છે એવા (લાંબો વખત

ચાલતો હોવાથી ) અવ્યય ( બીજે દિવસે ન રહેતો હોવાથી ) અશ્વત્થ–વિનાશિ પીપળાના વૃક્ષ–રૂપે કહે છે. એ વૃક્ષને જે જાણે છે તેજ ખરો વેદને જાણનારો છે.–એનું જેને ખરૂં જ્ઞાન થાય છે તેજ જ્ઞાની થઇ આત્મકલ્યાણ કરી શકે છે. ૧

એ સંસારરૂપી વૃક્ષનો ત્યાગ કરી પરમાત્માના પરમપદને કેવી રીતે પ્રાપ્ત કરવું તે કહે છેઃ

न रूपमस्येह तथोपलभ्यते
नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसंगशस्त्रेण दृढेन छित्वा ॥ २ ॥
ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन् गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ३ ॥

[ भ. १५,–३–४

એ સંસારરૂપી વૃક્ષનું કેવું સ્વરૂપ છે તે આ લોકમાં પ્રાપ્ત થઈ શકતું નથી-સમજાતું નથી-તેમ તેનાં અન્ત, આદિ અથવા સ્થિતિ પણ સમજી શકાતાં નથી અને તેથી અત્યંત દૃઢ મૂલવાળા એ સંસારરૂપી પીપળાના વૃક્ષને અનાસક્તિરૂપી દૃઢ શસ્ત્રવડે છેદી નાખીને પછી 'હું તે આદિપુરૂષને શરણે જાઉંછું, કે જેનાથી આ પ્રાચીન એવી સંસારની પ્રવૃત્તિ ચાલી રહી છે' એવી ભાવનાથી પરમાત્માના તે (પરમ) પદને ખોળવું કે જ્યાં ગએલા ફરીથી આ સંસારને વિષે પાછા આવતા નથી. ૨-૩

હવે પરમાત્માના પરમપદને ખોળવા માટે પ્રથમ તે પરમાત્મા તથા અન્ય જે પુરુષો છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે અને તેથી તે પુરૂષોનું કથન કરે છેઃ

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एवच ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते॥४॥

આ લોકમાં 'ક્ષર' અને 'અક્ષર' એવા બે પુરુષો છે, તેમાં સર્વ પ્રાણીમાત્ર વિનાશી હોવાથી 'ક્ષર' કહેવાય છે અને જે કૂટસ્થ છે તે અવિનાશી હોવાથી 'અક્ષર' કહેવાય છે. ૪

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥५॥

[ म. १५–१७

ઉપરોકત બન્ને પુરૂષોથી જે બીજો એક પુરૂષ છે તે ઉત્તમ–પુરૂષોત્તમ–છે અને તેને પરમાત્મા એ પ્રમાણે કહેવામાં આવે છે, કે જે અવિનાશી નિયન્તારૂપે ત્રણે લોકમાં પ્રવેશ કરી તેને ધારણ કરે છે ને રક્ષે છે. ૫

હવે એમાં જે અક્ષર પુરૂષ છે તેનું વર્ણન કરે છેઃ

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥६॥

[ म. ८–२०

તે વ્યક્ત એટલે આધિભૌતિક ક્ષર પુરૂષથી અન્ય જે બીજો સનાતન પુરૂષ છે તે અવ્યક્ત અક્ષર પુરૂષ છે, કે જે સર્વ ભૂતો નાશ પામવા છતાં પણ કદી નાશ પામતો નથી. ૬

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ७ ॥

[ भ. ८-२१

એ અવ્યક્તને અક્ષર કહેવામાં આવે છે અને એનેજ પરમગતિ કહે છે, કે જેને પ્રાપ્ત થઈને યોગનિષ્ઠ પુરૂષો પાછા આ લોકમાં આવતા નથી, અને તેથી એજ મારૂં પરમ ધામ છે. ૭

વળી અક્ષરબ્રહ્મ કોને કહે છે તથા યોગીઓ તેને કેવી રીતે જુએ છે તે કહે છે:

दिशश्च विदिशः सर्वा ऊर्ध्वाधो व्याप्नुवच्च यत्।
अक्षरं ब्रह्म कथितं सच्चिदानंदलक्षणम् ॥ ८ ॥

प्रकृतिं पुरुषं चोभौ तत्कार्याण्यपि सर्वशः ।
व्याप्तं यद्योगसंसिद्धाः षट्चक्राणि निजान्तरे ।
व्यतीत्य मूर्ध्नि पश्यन्ति वासुदेवप्रसादतः ॥९॥

જે સર્વ દિશાઓ તથા વિદિશાઓ અને ઉપર તથા નીચે વ્યાપીને રહેલું છે તેજ સચ્ચિદાનંદ સ્વરૂપ 'અક્ષરબ્રહ્મ' કહેવામાં આવે છે, કે જે પ્રકૃતિ તથા પુરૂષ એ બંનેને તથા તેમનાં સર્વ કાર્યમય જગદાદિને પણ વ્યાપીને રહેલું છે. તેને યોગની સિદ્ધિ પામેલા યોગીશ્વરો પોતાની અંદર રહેલાં (મૂલાધારચક્ર, સ્વાધિષ્ઠાનચક્ર, મણિપૂરચક્ર, અનાહુતચક્ર, વિશુદ્ધિચક્ર અને આજ્ઞાચક્ર એ) ચક્રોને ઉલ્લંઘીને ભગવાન્ વાસુદેવની કૃપા થકી પોતાના બ્રહ્મરન્ધ્રને વિષે જુએ છે. ૮–૯

કેટલાક માત્ર તેજનેજ જુએ છે ત્યારે કેટલાક તેજમાં પરમાત્માને જુએ છે તે કહે છે:

तद्ब्रह्मपुरमित्याहुर्भगवद्धाम शाश्वताः ।
यस्यान्तिकेषु परितस्तिष्ठन्त्यर्चककोटयः ॥१०॥
कृष्णस्यानुग्रहो यस्मिन् स तेजसि तमीक्षते ।
केवलं तेज एवान्ये पश्यन्ति न तु तं मुने ॥११॥

તે બ્રહ્માના ધામને ત્યાં ચિરકાલ રહેનારાઓ ‘બ્રહ્મપુર’ એ પ્રમાણે કહે છે, કે જેની સમીપમાં ચારે બાજુ કરોડો (ભગવાનના) સેવકો રહેલા હોય છે. પરંતુ હે મુને! તેમાં ભગવાન્ શ્રીકૃષ્ણનો જેનાપર અનુગ્રહ હોય છે તેજ ભક્ત પરમાત્માના તેજને વિષે તે પરમાત્માનાં દર્શન કરે છે જ્યારે બીજા કેટલાક તો તે પરમાત્માનાં દર્શન ન કરતાં કેવળ તેજનેજ જોઈ શકે છે. ૧૦-૧૧

આગળ જે ધામ કહ્યું તેનું હવે વિશેષ વર્ણન કરે છે:

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥१२॥

[ म. १५–६

તે ( મારા ) ધામને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચન્દ્ર પ્રકાશી શકતો નથી તેમ અગ્નિ પણ પ્રકાશમાન કરી શકતો નથી. અને જ્યાં જઈને યોગીઓ પાછા આ લોકમાં આવી શકતા નથી તે મારૂં પરમ ધામ છે. ૧૨

સૂર્ય વગેરેમાં પણ પોતાનુંજ તેજ રહેલું છે અને સર્વવ્યાપક તથા જો કોઇ જાણવા જેવી વસ્તુ હોય તો તે પોતે પુરૂષોત્તમજ છે તે કહે છેઃ

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् १३

[ म. १५–१२

સૂર્યમાં જે તેજ રહેલું છે, ચન્દ્રમાં જે તેજ રહેલું છે અને અગ્નિમાં જે તેજ રહેલું છે તે,

તેમ સમગ્ર જગત્‌ને જે તેજ પ્રકાશિત કરે છે તે તેજ મારૂં છે એમ તું જાણ. ૧૩

હવે પોતે જે મૂલ પુરૂષોત્તમ ભગવાન્ તેની મહત્તા દેખાડે છેઃ

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः १४

[ અ. ૧૫–૧૮

જે હેતુથી ક્ષર પુરૂષથી હું પર છું અને અક્ષર પુરૂષથી પણ હું ઉત્તમ છું એ હેતુથીજ લોકમાં અને વેદમાં હું પુરૂષોત્તમ–પુરૂષોમાં ઉત્તમ એ–નામથી પ્રસિદ્ધ થએલો છું. ૧૪

પરમાત્મા હવે પોતાની મુખ્ય વિભૂતિનું સ્વરૂપ કહે છેઃ

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥१५॥

[ અ. ૧૦–૨૦

હે નિદ્રાને જીતનાર--અર્જુન ! સર્વ પ્રાણી-માત્રની અંદર રહેલો આત્મા હું છું તેમ ભૂતોનો આદિ, મધ્ય અને અંત અર્થાત્ તેઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ પણ હુંજ છું. ૧૫

सर्वस्य चाहं हृदि संनिविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ १६ ॥

[ भ. १५-१५

સર્વના હૃદયમાં અંતર્યામીરૂપે હું જ રહેલો છું, પ્રાણીમાત્રને સ્મૃતિ, જ્ઞાન અને વિસ્મૃતિ એ સર્વ મારાથીજ થાય છે, સર્વ વેદોવડે જાણવા યોગ્ય હું જ છું અને વેદાન્ત શાસ્ત્રનો કર્તા તથા વેદને જાણનારો પણ હું જ છું. ૧૬

એ પ્રમાણે પોતાની ઉત્તમતા તથા વ્યાપકતા બતાવી હવે પોતાને પુરૂષોત્તમરૂપે ભજનાર ભક્તની મહત્તા બતાવે છે:

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम्।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत॥ १७॥

[ભ. ૧૫-૧૯

હે ભારત-અર્જુન! આ પ્રમાણે જે મનુષ્ય મોહરહિત થઈને મને પુરૂષોત્તમ જાણે છે તે સર્વ વસ્તુનો જ્ઞાતા થઈને સર્વ ભાવથી મને ભજે છે. ૧૭.

આ પ્રમાણે પુરૂષોનું વર્ણન કરી ત્યારપછી ભગવાન્ પોતાની પ્રકૃતિનું કથન કરે છે. તેમાં પ્રથમ 'અપરા' પ્રકૃતિને કહે છે:

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा॥१८॥

[ભ. ૭-૪

હે અર્જુન! ભૂમિ, જલ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ મારી જુદી જુદી આઠ પ્રકારની પ્રકૃતિ છે. ૧૮

અપરા પ્રકૃતિનું કથન કરી હવે 'પરા' પ્રકૃતિને કહે છેઃ

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥१९॥**

[ भ. ७–५

આ ( भूमिरापो એ શ્લોકથી કરેલી ) તો મારી 'અપરા' પ્રકૃતિ છે, પરંતુ એથી જુદી જીવરૂપ થએલી બીજી પ્રકૃતિને તું 'પરા' પ્રકૃતિ જાણ, કે હે મહાબાહો! જેણે આ જગતને ધારણ કરેલું છે. ૧૯

**तद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥२०**

[ भ. ७–६

સર્વ સ્થાવર તથા જંગમ ભૂતો આ મારી બે પ્રકૃતિથીજ ઉત્પન્ન થએલાં છે એમ તું સમજ, અને તેથી આ સમગ્ર જગતની ઉત્પત્તિરૂપ તથા પ્રલયરૂપ હું જ છું. ૨૦

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥२१॥**

[ भ. ७–७

હે ધનંજય ! મારાથી અત્યંત ઉત્તમ એવું બીજું કંઈપણ નથી, અને દોરામાં જેમ મણકા પરોવેલા હોય છે તેમ આ સર્વ જગત્ મારે વિષેજ પરોવાયલું છે. અર્થાત્ સર્વનો આધાર માત્ર હું એકજ છું એમ તું જાણ. ૨૧

હવે પ્રકૃતિ અને પુરૂષજ સંસારના કારણભૂત છે એમ જણાવવા કહે છેઃ

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् २२**

[ भ. १३–१९

પ્રકૃતિ અને પુરૂષ એ બંનેને તું અનાદિ જાણ અને દેહેન્દ્રિયોના વિકારો તથા ગુણો એ સર્વને તું પ્રકૃતિથી ઉત્પન્ન થએલા જાણ. ૨૨

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते २३

[ भ. १३–२०

શરીર અને ઈન્દ્રિયોરૂપી કાર્ય કારણના કર્તા-પણામાં પ્રકૃતિજ હેતુ કહેવાય છે અને સુખદુઃ-ખોના ભોકતાપણામાં પુરૂષ હેતુ કહેવાય છે. ૨૩

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान् गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु २४

[ भ. १३–२१

પુરૂષ પ્રકૃતિને વિષેજ રહીને પ્રકૃતિથી ઉત્પન્ન થએલા સુખદુઃખાદિ ગુણોને ભોગવે છે, અને તે ઉત્તમ તથા અધમ યોનિઓમાં જન્મ લે છે તેનું કારણ પણ પ્રકૃતિના ગુણોનો સંગજ છે. ૨૪

પુરૂષ અને પ્રકૃતિને સેવનારા જીવોમાં કયા જીવો ઉત્તમ મનાય છે તથા કયા જીવો અધમ ગણાય છે તે હવે કહે છે:

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः २५
[ भ. ९-१२

વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મ કરનારા, અસત્ શાસ્ત્રરૂપી મિથ્યા જ્ઞાનને મેળવનારા અને અવ્યવસ્થિત ચિત્તવાળા જીવો રાક્ષસી-તમોગુણયુક્ત હિંસક તથા આસુરી-રજોગુણ યુક્ત-બુદ્ધિને ભ્રષ્ટ કરનારી અને જીવોને મોહ-પાશમાં બાંધનારી પ્રકૃતિનો આશ્રય કરીને રહે છે. ૨૫

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् २६
[ भ. ९-१३

જે દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને રહેલા મહાપુરૂષો છે તે તો હે પાર્થ! મને સર્વ પ્રાણી-ઓનો આદિ અને અવિનાશી સમજીને અનન્ય મનથી મારીજ ઉપાસના કરે છે. ૨૬

હવે શરીરોની ઉત્પત્તિ અને જીવોના બંધનમાં શું કારણ છે તે કહે છેઃ

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥२७॥

[ भ. १४–३

'હે ભારત! મહદ્ બ્રહ્મ–પ્રકૃતિ એ મારી યોનિ એટલે મારે ગર્ભ રાખવાનું સ્થાન છે. તેને વિષે હું ગર્ભને રાખું છું અને તેથી સર્વ પ્રાણી માત્રની ઉત્પત્તિ થાય છે. ૨૭

सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥२८॥

[ भ. १४–४

હે કૌન્તેય! સર્વ યોનિઓને વિષે જે શરીરો ઉત્પન્ન થાય છે તેમની યોનિ–માતા–મહદ્બ્રહ્મ પ્રકૃતિ છે અને બીજદાતા પિતા હું છું. ૨૮

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥२९॥
[ भ. १४–५

હે મહાબાહુ અર્જુન ! સત્ત્વ, રજ અને તમ એ પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ત્રણ ગુણો શરીરને વિષે અવિનાશી એવા પણ આત્માને બંધન યુકત કરે છે. ( આથીજ બંધન પામી આત્મા સંસારચક્રમાં પડે છે. ) ૨૯

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ३०
[ भ. १८–४०

પૃથ્વીમાં, સ્વર્ગમાં કે દેવોને વિષે પણ એવું કોઈપણ પ્રાણી નહિ હોય કે જે પ્રકૃતિથી ઉત્પન્ન થએલા એ સત્ત્વ, રજ અને તમોગુણથી મુકત હોય. અર્થાત્ સર્વ વસ્તુમાત્ર આ ત્રણ ગુણથી યુકત થઈને રહેલું છે. ૩૦

સંસારમાં જન્મેલા જીવનું પોતાનાથી અભેદ-પણું તથા તે કેવી રીતે સંસારી થાય છે તે હવે જણાવે છે:

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥३१
[ भ. १५-७

આ જીવલોકમાં-સંસારને વિષે-મારોજ એક સનાતન અંશ જીવરૂપે થઈને ( પ્રલય વેળાએ ) પ્રકૃતિમાં લય પામેલાં મન અને ઇન્દ્રિયોનું (ઉપભોગ માટે) આકર્ષણ કરે છે.૩૧

સંસાર માયાવી છે અને તેથી માયાને તરવી દુઃસ્તર છે, છતાં જે પરમાત્માને ભજે છે તેજ એ માયાને તરી શકે છે તે કહે છે:

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥३२॥
[ भ. ७-१४

એ મારી ( ત્રણ ) ગુણવાળી દૈવી માયા દુઃખથી તરી શકાય તેવી છે અને તેથી જેઓ મારે શરણે આવે છે તેઓ જ એ માયાને તરી શકે છે. ૩૨

પ્રકૃતિનું વર્ણન કરી હવે તે પ્રકૃતિથી ઉત્પન્ન થએલા આ સમગ્ર જગતના કલ્યાણને માટે પરમાત્મા યુગના અંતમાં જે અવતાર ધારણ કરે છે તે અવતાર ક્યારે ક્યારે અને શા કારણથી ધારણ કરે છે તે કહે છે:

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ३३

[ म. ४–७

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મનો નાશ થતો જાય છે અને અધર્મનો આવિર્ભાવ થાય છે ત્યારે હું મારા આત્માને સરજુ છું. અર્થાત્ ત્યારે હું અવતાર ધારણ કરૂં છું. ૩૩

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥३४॥
[भ. ४-८

સાધુઓના સંરક્ષણને માટે, પાપીઓના વિનાશને માટે અને ધર્મની સ્થાપના કરવાને માટે હું પ્રત્યેક યુગમાં અવતાર ધારણ કરૂં છું. ૩૪

પરમાત્માના અનેક અવતારો થાય છે તે તથા તેમાં ખાસ કરી કયા યુગમાં કયા અવતાર ઉત્તમ ગણાય છે તે કહે છે:

अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः ।
यथाऽविदासिनः कुल्याः सरसःस्युःसहस्रशः ३५
[भा. १-३,-२६

હે દ્વિજો ! જેમ સરોવરમાંથી હજારો નહેરો ઉત્પન્ન થાય છે તે પ્રમાણે સત્ત્વોના ભંડારરૂપ હરિના પણ અસંખ્ય અવતાર થાય છે. ૩૫

दत्तात्रेयः कृतयुगे त्रेतायां रघुनन्दनः।
द्वापरे वासुदेवः स्यात् कलौ स्वामी वृषात्मजः ३६

સત્યયુગને વિષે દત્તાત્રેય, ત્રેતાયુગમાં રામચન્દ્રજી, દ્વાપરમાં વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણપ્રભુ અને કલિયુગને વિષે વૃષના પુત્ર શ્રીસ્વામી ઉત્તમ અવતાર માનવામાં આવેલા છે. ૩૬

पाखण्डबहुले लोके स्वामिनाम्ना हरिः स्वयम्।
पापपंकनिमग्नं तज्जगदुद्धारयिष्यति ॥ ३७ ॥

[ प. पु.

પાખંડથી ભરભૂર એવા આ લોકમાં શ્રીહરિ પરમાત્મા પોતે 'સ્વામી' નામ ધારણ કરીને પાપરૂપ કાદવમાં ડુબેલા જગત્નો ઉદ્ધાર કરશે. ૩૭

શ્રીકૃષ્ણપ્રભુએજ ભક્તોનો ઉદ્ધાર કર્યો છે તે કહે છે:

भक्तानामेव निस्तारः कृतः कृष्णेन संसृतेः।
अतो निरोधो भक्तानां प्रपञ्चस्येति निश्चयः ३८

ભગવાન્ શ્રીકૃષ્ણેજ આં સંસારમાંથી ભકતો-નો ઉદ્ધાર કરેલો છે અને તેથીજ ભક્તોં આ જગત્‌ના પ્રપંચથી રહિત થાય છે એમ (મારો) નિશ્ચય છે. ૩૮

પોતાનો ઉદ્ધાર કરવા માટે મનુષ્યને સર્વ યુગ કરતાં કલિયુગજ ઉત્તમ યુગ છે એ પ્રસંગોપાત કહે છે:

कृतादिषु प्रजा राजन् कलाविच्छन्ति संभवम् ।
कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः ॥३९

[ भा. ११–५,–३८

હે રાજન્! "કલિયુગમાંજ પ્રજા નારાયણની ભક્તિમાં તત્પર રહેશે" એમ સમજી સત્યયુગ વગેરે યુગમાં ઉત્પન્ન થએલી પ્રજા પણ કલિયુ-ગમાંજ જન્મ લેવા માટે ઈચ્છા કરે છે. ૩૯

પરમાત્મા અવતાર ધારણ કરે છે, પરંતુ તેમની તે અવતારની મહત્તા માટે તેમનામાં

ઉત્તમ પ્રકારના કયા કયા ગુણો નિત્ય રહેલા છે તે હુવે કહે છે:

सत्यं शौचं दया क्षांतिस्त्यागः संतोषआर्जवम् ।
शमो दमस्तपः साम्यं तितिक्षोपरतिः श्रुतम् ४०
ज्ञानं विरक्तिरैश्वर्यं शौर्यं तेजो बलं स्मृतिः ।
स्वातंत्र्यं कौशलं कान्तिर्धैर्यं मार्दवमेव ॥४१॥
प्रागल्भ्यं प्रश्रयः शीलं सह ओजो बलं भगः ।
गांभीर्यं स्थैर्यमास्तिक्यं कीर्तिर्मानोऽनहंकृतिः ४२

[ भा. १-१६,-२६-२८

સત્ય, પવિત્રતા, દયા, ક્ષાંતિ, ત્યાગ, સંતોષ, સરળતા, શમ, ઇન્દ્રિયદમન, તપ, સમતા, તિતિક્ષા, ઉપરતિ, શાસ્ત્રશ્રવણ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શૌર્ય, તેજ, બલ, સ્મરણશક્તિ, સ્વતંત્રતા, કુશલતા, કાન્તિ, ધૈર્ય, કોમલતા, ચતુરાઈ, વિનય, વિવેક, મહત્તા, શક્તિ, સંપત્તિ, ગંભીરતા, સ્થિરતા, આસ્તિકતા, કીર્તિ,

માન–પૂજ્યતા અને નિરભિમાનપણું–આ સર્વ પરમાત્મામાં રહેલા ઉત્તમ ગુણો છે. ૪૦–૪૨

વળી પરમાત્મામાં પરમાત્મા તરીકેનાં છ અંગ કયાં કયાં છે તે કહે છે:

सर्वज्ञता तृप्तिरनादिबोधः
स्वतंत्रता नित्यमलुप्तदृष्टिः ।
अनंतशक्तिश्च विभोर्विभुज्ञाः
षडाहुरंगानि महेश्वरस्य ॥ ४३ ॥

[ वा. पु.

વિભુને જાણનારા પુરુષો સર્વજ્ઞપણું, આત્મ-સંતોષ, અનાદિજ્ઞાન, સ્વતંત્રતા, હમેશાં અવિનાશિ દૃષ્ટિ અને અનંતશક્તિ એ છ ગુણો મહેશ્વર એવા પરમાત્માનાં છ અંગ છે એમ કહે છે. અર્થાત્ આ ગુણો જેનામાં હોય તેજ મહેશ્વર કહેવાય છે. ૪૩

હવે વિષ્ણુ પરમાત્મા કોને કહેવા તે કહે છે:

ध्वजवज्राङ्कुशच्छत्रशंखपद्मादयस्तले ।
पाणिपादेषु दृश्यन्ते यस्य स श्रीपतिः पुमान् ४४

ધ્વજ, વજ્ર, અંકુશ છત્ર અને શંખ, ચક્ર, ગદા તથા પદ્મ એ જેના હાથ અને પગનાં તળીઆંમાં જણાય તે પુરૂષ ભગવાન્ વિષ્ણુ અથવા તો શ્રીમાન્ પુરૂષ છે એમ સમજવું. ૪૪

સર્વ દેવોમાં શ્રીહરિ કોને કહેવા તથા તેની ઉપાસના કરનાર કોણ કેવા કેવા કહેવાય છે તે કહે છે:

एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा ।
अन्यस्तु तदुपास्त्याप्तगुणयोगात्तथोच्यते ४५

'સ્વામી' શબ્દથી જે કહેવાય છે તેજ એક ખરેખર હરિ છે, બાકી બીજા તો તેની ઉપાસનાથી તથા ભક્ત તરીકે (સ્વામિનારાયણ)ના ગુણોથી હરિના જેવા કહેવાય છે. ૪૫

હવે પરમાત્માના જે અવતારો થાય છે તે કેટલા પ્રકારના માનવામાં આવેલા છે તે કહે છે:

अंशोंशोंशस्तथावेशः कला पूर्णः प्रकथ्यते ।
व्यासाद्यैश्च स्मृतः षष्ठः परिपूर्णतमः स्वयम् ४६

વ્યાસાદિ મહાપુરૂષોએ અંશાંશ, અંશ, આવેશ, કલા, પૂર્ણ અને છઠ્ઠા પરિપૂર્ણતમ એ પ્રમાણે છ પ્રકારે પરમાત્માને માનેલા છે. ૪૬

હવે અધિકારપરત્વે અંશાંશાદિનું સ્પષ્ટ વિવેચન કહે છે:

कार्याधिकारं कुर्वन्तः सदंशास्ते प्रकीर्तिताः ।
तत्कार्यभारं कुवन्ते तेंऽशांशा विदिताः प्रभोः४७
येषामन्तर्गतो विष्णुः कार्यं कृत्वा विनिर्गतः ।
नानावेशावतारांश्च विद्धि राजन् महामते ॥४८॥
धर्मं विज्ञाय कृत्वा यः पुनरंतरधीयते ।
युगेयुगे वर्तमानः सोऽवतारः कला हरेः ॥४९॥

चतुर्व्यूहो भवेदत्र दृश्यन्ते च रसा नव।
अतःपरं च वीर्याणि स तु पूर्णः प्रकथ्यते॥५०॥
यस्मिन् सर्वाणि तेजांसि विलीयन्ते स्वतेजसि।
तं वदन्ति परे साक्षात् परिपूर्णतमः स्वयम् ५१

પરમાત્માએ સોંપેલા કાર્યપર જે અધિકાર ભોગવે છે તે પરમાત્માના 'સદંશ' કહેલા છે, જેઓ તેમણે સોંપેલો કારભાર કરે છે તે 'અંશાંશો' કહેવાય છે અને હે મહાબુદ્ધિશાલી રાજન્! ભગવાન્ વિષ્ણુ જેમના શરીરમાં પ્રવેશ કરી કરવાનું કાર્ય કરી પછી બહાર નીકળી જાય છે તેઓને તમે વિવિધ પ્રકારના 'આવેશાવતારો' જાણો. વળી દરેક યુગમાં અવતાર લઈ, ધર્મને જાણી તેની સ્થાપના કરીને જે અન્તર્ધ્યાન થઈ જાય છે તે ભગવાનનો 'કલાવતાર' છે, જેને વિષે ચાર પ્રકારના વ્યૂહ, નવે જાતના રસ તથા પછીથી (મોટાં) પરાક્રમો જોવામાં આવે તે 'પૂર્ણાવતાર' કહેવાય છે અને જે પરમાત્મામાં તમના

પોતાના તેજને વિષે સર્વ તેજો લય પામે છે (સર્વ જગત્ જેમાં લય પામે છે) તે પરમાત્માને જ્ઞાની પુરૂષો સાક્ષાત્ 'પરિપૂર્ણતમ' એ પ્રમાણે કહે છે. ૪૭–૫૧

હવે એમાં પરમાત્માના ભારતવર્ષને વિષે કયા કયા અવતારો થએલા છે તે કહે છેઃ

सनकादिश्च वराहश्च यज्ञोऽश्वग्रीवकस्तथा ।
नरनारायणो देवः कपिलो दत्त एव च ॥५२॥
ऋषभपृथुमत्स्याश्च कूर्मो धन्वन्तरिस्तथा ।
हरिश्च नरसिंहोऽथ वामनो हंस एवच ॥५३॥
नारायणो मनुश्चैव रामौ व्यासस्तथैव च ।
श्रीकृष्णो बुद्धकल्की च ह्यवताराः प्रभो मताः५४

[1]સનકાદિ, વરાહ, યજ્ઞ, હયગ્રીવ, નરનારાયણ, કપિલ, દત્ત, ઋષભ, પૃથુ, મત્સ્ય, કૂર્મ, ધન્વંતરિ, હરિ, નૃસિંહ, વામન, હંસ, નારાયણ. મનુ, રામ, પરશુરામ; વેદવ્યાસ,

---

૧ આ સિવાય બીજા પણ પ્રભુના મરીચિ વગેરે અંશાશાદિ અવતારો માનવામાં આવેલા છે.

શ્રીકૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એ ચોવીશ પ્રભુના અવતાર માનવામાં આવેલા છે. ૫૨-૫૪

હવે પરમાત્માના થઈ ગએલા અવતારોમાં અંશાશાદિ કોને કોને કહેવા તે કહે છેઃ

अंशांशस्तु मरीच्यादिरंशा ब्रह्मादयस्तथा ।
कला कपिलकूर्माद्या आवेशा भार्गवादयः ॥५५
पूर्णो नृसिंहो रामश्च श्वेतद्वीपाधिपो हरिः ।
वैकुंठोपि तथा यज्ञो नरनारायणः स्मृतः ॥५६
परिपूर्णतमः साक्षात् श्रीकृष्णो भगवान् स्वयम्
असंख्यब्रह्माण्डपतिर्गोलोकधाम्नि राजते॥५७॥

મરીચિ વગેરે ઋષિઓ ભગવાનના 'અંશાંશ', બ્રહ્મા વગેરે 'અંશ', કપિલ તથા કૂર્મ વગેરે અવતારો 'કલા', ભાર્ગવ વગેરે 'આવેશ', નૃસિંહ, રામ, શ્વેતદ્વીપના અધિપતિ ભગવાન્, વૈકુંઠાધિપતિ વિષ્ણુ, યજ્ઞનારાયણ તથા નર-નારાયણ એ 'પૂર્ણ' અને અસંખ્ય બ્રહ્માં-

ડોના સ્વામી અને જે ગોલોકધામમાં વિરાજે છે તે સાક્ષાત્ શ્રીકૃષ્ણભગવાન્ પોતે 'પરિપૂર્ણતમાવતાર' છે. ૫૫–૫૭

અંતમાં ભગવાન્ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણજ પરિપૂર્ણ હોવાથી તેજ સર્વને ઉપાસના કરવા યોગ્ય દેવ છે તે કહે છે:

स श्रीकृष्णः परब्रह्म भगवान् पुरुषोत्तमः ।
उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥५८

સર્વ વસ્તુમાત્રની ઉત્પત્તિના કારણરૂપ, પરબ્રહ્મસ્વરૂપ અને પુરૂષોત્તમ એવા ભગવાન્ શ્રીકૃષ્ણજ અમારે ઉપાસના કરવા યોગ્ય ઈષ્ટ દેવ છે. ૫૮

इति श्रीपुरुषोत्तमगीतायां पुरुषप्रकृत्यवतारवर्णनं
नाम पंचमोऽध्यायः ।

ઇતિ શ્રીપુરુષોત્તમગીતાને વિષે 'પુરૂષ, પ્રકૃતિ અને અવતારવર્ણન' નામનો અધ્યાય ૫ મો સંપૂર્ણ.

# अध्याय ६

પરમાત્માની પ્રાપ્તિને માટે હરેક જીવો યત્ન કરે છે અને તેમાં તેમની પ્રાપ્તિ માટે ભક્તિ-યોગ એ ઉત્તમ સાધન માનવામાં આવેલું છે એટલે હવે તેનું વર્ણન કરતાં પ્રથમ તેમાં યોગનિષ્ઠ ભક્તોનું વર્ણન કરે છે એટલે મુમુક્ષુ યોગીએ કેવી રીતે રહેવું જોઇએ અને તે ક્યારે શાંતિ પામે છે તે કહે છે:

**योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१॥**

[ भ. ६–१०

યોગીએ મન અને બુદ્ધિને નિયમમાં રાખી ઈચ્છારહિત થઇ, સર્વ ઉપાધિઓનો ત્યાગ કરી એકલાજ એકાંતમાં પોતાના આત્માને યોગને વિષે જોડવો. ૧

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चितो युक्त आसीत मत्परः ॥२॥

[ भ. ६–१४

યોગીએ શાંતચિત્તવાળા, ભયરહિત અને બ્રહ્મચર્યાવસ્થામાં રહી, મનને નિયમમાં રાખી, ચિત્તને મારામાં પરોવી, મારે વિષેજ તત્પર રહી યોગ સાધના કરવી. ૨

युंञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥३॥

[ भ. ६–१५

આ પ્રમાણે મનને નિયમમાં રાખી, આત્માને યોગમાં જોડતો યોગી મારે વિષે રહેનારી મોક્ષરૂપ પરમ શાંતિને પ્રાપ્ત કરે છે. ૩

હવે ભક્તની સાથે પરમાત્માની કેવી એકતા છે તે કહે છે:

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति॥४॥**

[ भ. ६–३०

જે મને સર્વ ઠેકાણે જુએ છે તેમ સર્વ વસ્તુને મારે વિષે જુએ છે તેને હું ન દેખાઉં એવો નથી તેમ તે મને પણ ન દેખાય એમ નથી. અર્થાત્ તેને હું દર્શન આપી મારી સમીપમાંજ રાખું છું. ૪

હવે પોતાની-પરમાત્માની પ્રાપ્તિ થવી કેવી દુર્ઘટ છે તે કહે છેઃ

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः॥५**

[ भ. ७–३

હજારો મનુષ્યોમાં મને પ્રાપ્ત કરવા રૂપ સિદ્ધિને માટે કોઈકજ યત્ન કરે છે અને તેવા યત્ન કરતા સિદ્ધોમાં પણ સત્ય રીતે મને જાણનાર તો કોઈકજ હોય છે. ૫

પરમાત્માને કઈ કઈ વ્યક્તિઓ કેવે રૂપે ભજે છે તથા તેમાં કોણ ઉત્તમ છે અને તે કઈ સ્થિતિ પ્રાપ્ત કરે છે તે હવે કહે છે:

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥६॥

[ भ. ७–१६

હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! દુઃખી, મુમુક્ષુ, દ્રવ્યની ઇચ્છાવાળો અને જ્ઞાની એ ચાર પ્રકારના પુણ્યશાળી જીવાત્માઓ મને ભજે છે. ૬

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ७

[ भ. ७–१७

તે સર્વમાં નિત્ય યોગનિષ્ઠ અને મારે વિષે જ એક ભક્તિયુક્ત જ્ઞાની ઉત્તમ મનાય છે, કારણ કે તે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે મને પણ અત્યંત પ્રિય છે. ૭

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ८
[ भ. ७–१८

જ્ઞાની વિનાના બીજા પણ સર્વ જો કે ઉદાર અર્થાત્ મારા માહાત્મ્યને જાણનારા છે, છતાં પણ જ્ઞાની તો મારો આત્માજ છે એમ હું માનું છું, કારણ કે તે જ્ઞાની યોગનિષ્ઠ થઇને મનેજ ઉત્તમમાં ઉત્તમ ગતિરૂપ સમજીને રહેલો હોય છે. ૮

बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥९॥
[ भ. ७–१९

અનેક જન્મપછી ' આ સર્વ વાસુદેવમય છે ' એવું જેને જ્ઞાન છે એવો તે જ્ઞાની મને પ્રાપ્ત થાય છે, અને તેવો મહાત્મા જ્ઞાની આ સંસારમાં થવો અત્યંત દુર્લભ છે. ૯

પરમાત્મા સિવાય અન્ય દેવોના ઉપાસકોને શું ફળ મળે છે તે કહે છેઃ

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् १०
[ भ. ७-२१

મારો જે જે ભક્ત જે જે દેવતાની મૂર્તિને શ્રદ્ધાથી પૂજવાને ઇચ્છે છે તે તે ભક્તની તે તે મૂર્તિમાંજ હું અચલ શ્રદ્ધા બેસાડું છું. ૧૦.

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान् मयैव विहितान् हि तान् ११
[ भ. ७-२२

તે ભક્ત તે શ્રદ્ધાથી યુક્ત થઇને તેજ દેવનું આરાધન કરે છે અને પછી તે તે દેવથી મેંજ નિર્માણ કરેલી કામનાઓને તે પ્રાપ્ત કરે છે. ૧૧

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि १२
[ भ. ७-२३

પરંતુ ( દેવોને પૂજનારા ) તે અલ્પબુદ્ધિવાળાઓને તેનું જે ફલ મળે છે તે વિનાશિ છે, કારણ કે દેવોનું જે પૂજન કરનારા છે તેઓ તે દેવોને પામે છે અને મારા ભકતો તો મનેજ પામે છે. ૧૨

અનન્ય ભકતપર પરમાત્માની કેવી પ્રીતિ છે તે કહે છે:

अनन्याश्चिंतयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् १३
[ भ. ९–२२

જે મનુષ્યો અનન્ય ભકિતથી મારૂં ચિંત્વન કરે છે તેવા નિત્ય મારામાંજ નિષ્ઠાયુકત રહેતા ભકતોનાં યોગ ( પ્રાપ્ત ન થઈ શકે તેવી વસ્તુની પ્રાપ્તિ કરાવવી ) અને ક્ષેમ ( પ્રાપ્ત થએલી વસ્તુનું રક્ષણ કરવું તે )ને હું ચલાવું છું. ૧૩

અન્યદેવતાની ભકિત એ પ્રભુનીજ ભકિત છે, પણ તે અજ્ઞાનમૂલક છે એમ કહે છે:

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौंतेय यजन्त्यविधिपूर्वकम् ॥१४
[ भ. ९-२३

જે અન્યદેવોના ભકત થઇને શ્રદ્ધાયુકત થઈ તેમનું યજન કરે છે તે પણ હે કૌંતેય! શાસ્ત્રોકત વિધિ વિના અર્થાત્ અજ્ઞાનતાથી મારૂંજ યજન કરે છે. ૧૪

આ સર્વમાં મહાત્માઓ તથા જ્ઞાનીઓ પરમાત્માને કેવી રીતે ભજે છે તે કહે છે:

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते १५
[ भ. ९-१४

મહાત્મા પુરૂષો હમેશાં મારૂં કીર્તન કરે છે, મારે માટેજ યત્ન કરે છે, મારાજ વ્રતને વિષે દૃઢ રહે છે, મનેજ નમસ્કાર કરે છે અને નિત્ય યોગયુકત થઇને ભકિતપૂર્વક મારીજ ઉપાસના કરે છે. ૧૫

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१६॥
[ અ. ૯-૧૫

બીજા કેટલાએક જ્ઞાનયજ્ઞવડે યજન કરીને મારી ઉપાસના કરે છે, જેમાં કેટલાક એકરૂપે-અદ્વૈત ભાવથી, કેટલાક પૃથક્રૂપે-દ્વૈતભાવે તથા કેટલાક વિશ્વરૂપ એવો મને માનીને અનેક પ્રકારે મારી ઉપાસના કરે છે. ૧૬

વિવિધ ઉપાસના વાળા કઇ ગતિને પામે છે તથા તે સર્વમાં ઉત્તમ ગતિ કયા ઉપાસનાવાળાની છે તે કહે છેઃ

यान्ति देवव्रता देवान्
पितॄन् यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या
यान्ति मद्याजिनोऽपि माम् ॥ १७ ॥
[ અ. ૯-૨૫

દેવોનું વ્રત કરનારા દેવતાઓને પામે છે, પિતૃઓનું વ્રત કરનારા પિતૃઓને પામે છે, ભૂતોનું યજન કરનારા ભૂતોને પ્રાપ્ત થાય છે અને મારૂં યજન કરનારા મને પણ પામે છે.૧૭

પરમાત્મા ભક્તિનીજ અપેક્ષાવાળા છે એ કહે છે:

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ १८ ॥

[ भ. ९–२६

જે ભક્ત મને ભક્તિપૂર્વક પત્ર, પુષ્પ, ફલ કે જલ જે અર્પણ કરે છે તે નિગ્રહિત ચિત્ત-વાળા મારા ભક્તનું ભક્તિથી આપેલું તે હું સ્વીકારૂં છું ૧૮

પરમાત્મા સમદૃષ્ટિવાળા છે તથા પરમાત્માનો ગમે તેવો ભક્ત પણ ઉત્તમ છે તે કહે છે:

समोहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् १९
[ भ. ९-२९

સર્વ ભૂતોને વિષે હું સમાન છું, મને કોઈ-પણ અળખામણો કે વહાલો નથી, માત્ર મને જેઓ ભક્તિથી ભજે છે તેઓ મારે વિષે રહેલા છે અને હું તેઓને વિષે રહેલો છું. ૧૯

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।
साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः २०
[ भ. ९-३०

કોઈ મહા દુરાચારી હોય, છતાં પણ જો અનન્ય ભકિતભાવથી મને ભજતો હોય તો તે સાધુજ છે એમ માનવું, કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો છે. ૨૦

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं नियच्छति।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति २१
[ भ. ९-३१

તે દુરાચારી ભક્ત પણ ( મારી ભક્તિથી ) સત્વર ધર્માત્મા થાય છે અને અવિચળ શાંતિ પામે છે. હે કૌંતેય ! તું પ્રતિજ્ઞા કર અર્થાત્ નિશ્ચયરૂપે જાણુ કે મારો ભક્ત કયારે પણ નાશ પામતો નથી. ૨૧

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्।

किंपुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्२ ३

[ भ. ९,-३२-३३

હે પાર્થ ! મારો આશ્રય કરનાર ભલે અધમ યોનિઓમાં જન્મ્યા હોય કે પછી સ્ત્રીઓ, વૈશ્યો કે શૂદ્રો જે હોય તે, પરંતુ તેઓ પણ ઉત્તમ ગતિને પામે છે તો પછી પુણ્યાત્મા એવા બ્રાહ્મણો, ભક્તો કે રાજર્ષિઓ મારી ઉત્તમ ગતિને પામે એમાં શુંજ કહેવું ? માટે

અનિત્ય અને સુખરહિત એવા આ લોકને પ્રાપ્ત
કરીને તું મારૂં ભજન કર. ૨૨–૨૩

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः॥२४॥

[ भ. ९–३४

( હે અર્જુન ! માટે ) મારે વિષેજ મન
લગાડ, મારોજ ભકત થા, મારૂંજ યજન કર
અને મનેજ નમસ્કાર કર, અને એ પ્રમાણે તું
મારામાં તત્પર રહી તારા આત્માને મારે વિષે
જોડવાથી મનેજ પામીશ. ૨૪.

પરમાત્માને જાણવા ( ભક્ત સિવાય ) કોઇ-
પણ સમર્થ નથી તે કહે છેઃ

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः॥२५॥

[ भ. १०–२

સર્વ દેવો તથા મહર્ષિઓ પણ મારા પ્રભાવને જાણતા નથી, કારણ કે સર્વ દેવો તથા મહર્ષિઓનો પણ હું આદિભૂત છું. ૨૫

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ २६ ॥
[ भ. १०–३

જે મનુષ્ય મને અજન્મા, અનાદિ અને સર્વ લોકનો મહાન્ ઈશ્વર સમજે છે તેજ મનુષ્યોમાં જ્ઞાની હોવાથી સર્વ પાપમાંથી મુક્ત થાય છે. ૨૬

અધ્યાય પહેલામાં સૃષ્ટિની ઉત્પત્તિમાં વિરાટ્ પુરૂષ ઉત્પન્ન થાય છે એમ જણાવવામાં આવેલું છે, કે જેમાં અનેક લોકો રહેલા હોય છે. પ્રસંગોપાત પરમાત્મા શ્રીકૃષ્ણે અર્જુન પોતાનો પરમ ભક્તસખા હોવાથી તેને પોતાના વિરાટ્ સ્વરૂપનું દર્શન કરાવ્યું તે વિરાટ્ સ્વરૂપ કેવું છે તે હવે કહે છેઃ

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् २७
दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥२८॥

[ भ. ११,-१०—११

તે વિરાટ્ સ્વરૂપ અનેક મુખવાળુ, અનેક નેત્રવાળુ, અનેક અદ્ભુત દેખાવવાળું, અનેક દિવ્ય આભરણોવાળુ, અનેક દિવ્ય આયુધોને ધારણ કરનારુ, દિવ્ય માલાઓ અને વસ્ત્રોને ધારણ કરનારુ, સુગંધયુક્ત દેવતાઈ લેપનવાળુ, સર્વબાજુ આશ્ચર્યથી ભરપૂર, પ્રકાશમાન, અન્ત-રહિત અને ચારેબાજુ મોઢાવાળું હતું.૨૭-૨૮

એ રૂપમાં અર્જુને શું જોયું તે કહે છેઃ

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥ २९ ॥

[ भ. ११-१३

તે સમયે અર્જુને દેવોના પણ દેવ એવા તે પરમાત્માના તે શરીરને વિષે સમગ્ર જગત્‌ને એકજ ઠેકાણે રહેલું તેમ અનેક પ્રકારે (યોનિ, બીજ, આશય વગેરે પ્રકારથી) વહેંચાયલું જોયું. ૨૯

પરમાત્માના તે સ્વરૂપને જોઈને અર્જુને શું કહ્યું તે કહે છે:

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥ ३० ॥

[ भ. ११-१८

(હે પ્રભો!) તમે અક્ષરબ્રહ્મ તથા પરમ જાણવા યોગ્ય વસ્તુ છો અને આ વિશ્વના પરમ આશ્રયરૂપ છો. વળી તમે અવ્યય અને અનાદિથી ચાલતા આવેલા ધર્મના રક્ષણકર્તા

છો અને તેથી આપજ સનાતન પુરૂષ છો એમ હું માનું છું. ૩૦

ભગવાનનું વિરાટ્ સ્વરૂપ કેવું ભયંકર છે તે જણાવી અર્જુન મૂળ સ્વરૂપના દર્શનની પ્રાર્થના કરે છેઃ

रूपं महत्ते बहुवक्त्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम्॥३१॥

[ भ. ११-२३

હે મહાબાહો ! અનેક મુખ અને નેત્રવાળું, અનેક બાહુ, ઉરૂ અને પગવાળું, અનેક ઉદરવાળું અને અનેક વિકરાલ દાઢોવાળું આપનું મહાન્ રૂપ જોઈને સર્વ લોકો ભયપામી ગએલા છે તેમ હું પણ ભય પામી ગયો છું. ૩૧

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देवरूपं
प्रसीद देवेश जगन्निवास ॥ ३२ ॥

[ भ ११-४५

વળી પૂર્વે કયારે પણ ન જોએલા આ સ્વરૂપને જોઇને હુ આનંદયુક્ત થએલો છું, તોપણ ભયથી મારૂં મન અત્યંત પીડા પામે છે, માટે હે દેવ! મને આપનું તે પૂર્વનું રૂપ બતાવો અને જેમનામાં જગત્‌નો નિવાસ છે એવા હે દેવેશ! (મારાપર) પ્રસન્ન થાઓ. ૩૨

અર્જુનની પ્રાર્થના સાંભળી પરમાત્મા પોતાનું આ સ્વરૂપ વેદાદિથી પણ જાણી શકાય તેવું નથી તે જણાવતાં સાથે હુ (પરમાત્મા) ભક્તિથીજ પ્રાપ્ત થઈ શકું છે તે કહે છેઃ

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानासि मां यथा ॥३३

[ भ. ११-५३

તેં મારા વિરાટ્ સ્વરૂપનું જે દર્શન કર્યું તેવો હું વેદોવડે, તપવડે, દાનવડે કે યજ્ઞવડે પણ જોઈ શકાઉં તેવો નથી (પણ અનન્ય ભક્તિથીજ જોવાઉં છું). ૩૩

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३४ ॥
[ भ. ११–५४

હે અર્જુન! એ પ્રમાણે (વિરાટ્ સ્વરૂપે) રહેલો હું તે હે પરંતપ! સત્ય રીતે જણાવા માટે, જોવાવા માટે તથા પ્રવેશવા માટે અનન્ય ભક્તિ વડેજ શક્ય છું. અર્થાત્ ભક્તિથીજ ભક્ત મને જોઈ અથવા જાણી શકે છે. ૩૪

હવે ભગવાનની ભક્તિ કરવી યોગ્ય છે, પરંતુ તે કેટલા પ્રકારની છે તે કહે છેઃ

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यं चात्मनिवेदनम् ३५

વિષ્ણુ ભગવાનની કથાનું શ્રવણુ તથા તેમનું કીર્તન, સ્મરણુ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસપણું, સખિભાવ અને આત્મનિવેદન–સ્વાત્માર્પણુ એ નવ પ્રકારની ભક્તિ કહેવામાં આવી છે. ૩૫

ભક્તિ કરવા માટે પ્રભુની પ્રતિમાઓ કેટલા પ્રકારની છે તે કહે છે:

**शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती।**
**मनोमयी मणिमयी प्रतिमाष्टविधा स्मृता॥३६॥**

[ ભા. ૧૧–૨૭,–૧૨

પથ્થરની, લાકડાની, સુવર્ણ વગેરેની, માટીની, ચિત્રીને કરવામાં આવતી, રેતીની, માનસિક તથા મણિની એમ પ્રતિમા આઠ પ્રકારની માનવામાં આવી છે. ૩૬

ભક્તિ કરતાં 'સર્વના મૂળભૂત પરમાત્મા જ છે' એમ સમજવું તે કહે છે:

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ३७

[ भ. १४-२७

અવિનાશી તથા નિર્વિકારી એવા બ્રહ્મની, સનાતન ધર્મની તથા ઐકાન્તિક સુખ જે મોક્ષ તે સર્વની પ્રતિષ્ઠાં એટલે મૂળભૂત હુ છું. અર્થાત્ મોક્ષની ઈચ્છાવાળા સર્વભકતોએ પરમાત્માની જ ભકિત કરવી ઉત્તમ છે. ૩૭

ભકત પરમાત્માને કેવી રીતે પામે છે તે કહે છે:

भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि तत्त्वतः।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥३८

[ भ. १८-५५

હુ જેવા પરિણામવાળો તથા જેવા સ્વરૂપ-વાળો છું તેવા મને સત્ય રીતે ભકિતથીજ ભકત જાણી શકે છે અને એ પ્રમાણે મને સત્ય

રીતે જાણીને ત્યારપછી તે મારે વિષે પ્રવેશ કરે છે અર્થાત્ મારા સ્વરૂપને પામે છે. ૩૮

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥३९॥

[ भ. १८-५६

વળી મારો આશ્રય કરીને હમેશાં સર્વ કર્મોને કરતો થકો પણ મારી કૃપા થકી તે અવિનાશિ એવા અવ્યય–બ્રહ્મ–પદને પામે છે. ૩૯

અર્જુન પરમાત્માનો પરમ ભક્ત હોવાથી ભગવાન્ તે દ્વારા પોતાના ભક્તની ઉત્તમ ગતિને માટે પ્રતિજ્ઞા કરે છેઃ

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ४०

[ भ. १८–६५

હે અર્જુન! તું મારે વિષેજ મન લગાડ, મારોજ ભક્ત થા, મારૂંજ યજન કર અને

મનેજ નમસ્કાર કર. તું મને અત્યંત વહાલો છે માટે હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે (એમ કરવાથી) તું ખરેખર મનેજ પામીશ. ૪૦

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ४१

[ મ. ૧૮–૬૬

સર્વ ધર્મોનો ત્યાગ કરી તું મને એકલાનેજ શરણુ આવ, કારણુ કે હું તને સર્વ પાપમાંથી મુકત કરીશ માટે તું શોક ન કર. અર્થાત્ ભગવદ્‌ધર્મનો આશ્રય કરનાર સર્વ પાપમાંથી મુકત થાય છે એમાં સંશય નથી. ૪૧

હવે ભકતની ભાવના પ્રમાણે પરમાત્મા પણુ તેને ભજે છે તે કહે છે:

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः॥४२॥

[ મ. ૪–૧૧

જે મનુષ્યો મને જેવી રીતે—જે જે ભાવથી ભજે છે તે મનુષ્યોને હું પણ તેવીજ રીતે ભજું છું—અર્થાત્ તેવાંજ ફળ આપું છું, કારણ કે હે પાર્થ ! મનુષ્યો સર્વ પ્રકારે મારાજ માર્ગને અનુસરનારા હોય છે. ૪૨

અંતકાલમાં મનુષ્યની જેવી ભાવના હોય છે તેવીજ ગતિને તે પામે છે તે કહે છેઃ

यं यं वापि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥४३

[ भ. ८—६

હે કૌંતેય ! અંતકાલમાં મનુષ્ય જે જે દેવાદિના ભાવનું સ્મરણ કરતો દેહનો ત્યાગ કરે છે તે હમેશાં તે તે દેવાદિની ભાવનાવાળો હોવાથી તે તે દેવાદિને પામે છે. ૪૩

પોતાના ભક્તનો કયારે પણ પુનર્જન્મ થતો નથી તે કહે છેઃ

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥४४॥
[ भ. ८–१६

હે અર્જુન ! બ્રહ્મલોકથી માંડીને સર્વલોકો પુનરાવૃત્તિ પામનારા છે, પરંતુ હે કૌંતેય ! મને પામ્યા પછી તો કોઈનો પુનર્જન્મ થતોજ નથી. ૪૪

યોગભ્રષ્ટ જીવાત્મા કઈ ગતિને પામે છે તે હવે કહે છે:

प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४५
[ भ. ६–४१

યોગભ્રષ્ટ પુરૂષ પુણ્ય કરનારાઓના સ્વર્ગાદિ લોકોને મેળવી, ત્યાં અનેક વર્ષો રહી, પછી પવિત્ર એવા શ્રીમાનોને ત્યાં જન્મ ધારણ કરે છે. ૪૫

ભગવાનનું શરણુ ન લેનારા જીવો કેવા કહેવાય છે તે કહે છેઃ

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥४६॥
[ भ. ७–१५

પાપકર્મ કરનારા, મૂઢ, માયાવંડે જેમનું જ્ઞાન છેદાઈ ગએલું છે એવા અજ્ઞાની અને આસુરી ભાવને પામેલા નરાધમો મારે શરણે આવતા નથી. ૪૬

અંતકાલમાં પરમાત્માનું ભજન કરનાર ઉત્તમ ગતિને પામે છે તથા શ્રદ્ધાહીન અને અધર્મીઓ અધોગતિને પામે છે તે કહે છેઃ

अंतकाले च मामेव स्मरन् मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ४७
[ भ. ८–५

જે મનુષ્ય અંતકાલને વિષે મારૂં જ સ્મરણ કરતો દેહને છોડી ચાલ્યો જાય છે તે મારાજ સ્વરૂપને પામે છે એમાં સંશય નથી. ૪૭

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥४८॥

[ भ. ९-३

હે પરંતપ ! એ ધર્મમાં અશ્રદ્ધાળુ પુરૂષો મને ન પામતાં મૃત્યુરૂપી સંસારના માર્ગમાં ભટકયા કરે છે. ૪૮

હવે જગત્‌ના પિતા તથા જાણવા યોગ્ય વસ્તુ વગેરે પરમાત્માજ છે તે કહે છેઃ

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेवच ॥४९॥

[ भ. ९-१७

આ જગતનો પિતા, માતા, પોષક અને પિતામહ હું છું તેમજ પવિત્ર એવી જાણવા

યોગ્ય વસ્તુ, ઓંકાર, ઋક, સામ તથા યજુર્વેદ પણ હું છું. ૪૯

આ પ્રમાણે ભક્તિયોગનું કથન કરી તેને અંગે હવે કંઇક વિભૂતિયોગનું વર્ણન કરતાં પરમાત્મા પોતાની માનસિક સૃષ્ટિ શી હતી તે કહે છે:

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः५०**

[ १०-६

ભૃગુ, મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત મહર્ષિઓ તથા સ્વાયંભુવ વિગેરે ચાર મનુઓ એ મારી જ વિભૂતિ અને મારા મનથી ઉત્પન્ન થએલા છે, કે જેઓથી લોકમાં આ સર્વ પ્રજા ઉત્પન્ન થએલી છે. ૫૦

પરમાત્માના ભક્તો તેમની કેવી રીતે ઉપાસના કરે છે અને તે પોતાની ઉપાસના કરતા મનુષ્યને પરમાત્મા શું ફળ આપે છે તે કહે છે:

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ५१
[ भ. १०–८

હું જ સર્વની ઉત્પત્તિરૂપ છું તથા મારાથીજ સર્વ ( જગત્ ) પ્રવર્તે છે એમ માનીને ભાવના-યુક્ત જ્ઞાની મનુષ્યો મને ભજે છે. ૫૧

मच्चिता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ५२
[ भ. १०–९

વળી તેઓ મારે વિષે ચિત્ત રાખી, મારામાંજ પ્રાણને ધારણ કરીને પરસ્પર એકેકને બોધ આપતા તથા મારીજ કથા કરતા હમેશાં સંતોષ પામે છે અને (મારે વિષે) રમે છે. ૫૨

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ५३
[ भ. १०–१०

નિરંતર યોગયુકત થઇ પ્રીતિપૂર્વક મને ભજતા એવા તેઓને હું તેવો નિશ્ચયાત્મક બુદ્ધિયોગ આપું છું, કે જે બુદ્ધિયોગથી તેઓ મારી સમીપમાં આવે છે-મને પામે છે. ૫૩

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ५४

[ अ. १० ११

હું આત્મભાવમાં રહીને તેમના પર દયા લાવી, તેમનો અજ્ઞાનથી ઉત્પન્ન થએલો જે અંધકાર છે તેનો પ્રકાશમાન એવા જ્ઞાનરૂપી દીપક વડે નાશ કરૂં છું. ૫૪

પરમાત્માને ઋષિઓ કેવે સ્વરૂપે કહે છે તે કહે છે:

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥५५॥

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ५६
[ भ. १०,-१२-१३

અર્જુન કહે છેઃ—આપને સર્વે ઋષિઓ, દેવર્ષિ નારદ તેમજ અસિત, દેવલ અને વ્યાસ એ સર્વ આપ પરં બ્રહ્મ, પરં ધામ, પરમ પવિત્ર, પુરૂષ, નિત્ય, દિવ્ય, આદિદેવ, અજન્મા, અને વિભુ છો એ પ્રમાણે કહે છે અને આપ પોતે પણ મને એમ જ કહો છો. ૫૫-૫૬

હવે પરમાત્માની વિભૂતિઓની અંદરની કેટલીક ઉત્તમ વિભૂતિઓનું કથન કરે છેઃ

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ५७
[ भ. १०-२२

વેદોમાં સામવેદ હું છું, દેવોમાં ઈન્દ્ર હું છું, ઇન્દ્રિયોમાં મન હું છું અને પ્રાણીઓમાં ચેતના પણ હું છું. ૫૭

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥ ५८ ॥

[ भ. १०–४१

જે જે સત્ત્વ ઐશ્વર્યવાળું, સૌંદર્યવાળું અથવા ઉત્કર્ષવાળું હોય તે સર્વ મારાજ તેજના અંશથી ઉત્પન્ન થએલું છે એમ તું જાણ. ૫૮

ટુંકમાં ઇશ્વર જ સર્વત્ર અંશરૂપે રહેલા છે તે કહે છે:

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ५९

[ भ. १०–४२

અથવા હે અર્જુન ! આ બહુ જાણવાથી તને શો ફાયદો ? ટુંકમાં ( એટલુંજ ) સમજ કે આ સમગ્ર જગત્‌ને એક અંશથી હું ધારણ કરીને રહેલો છું. અર્થાત્ સર્વ જગત્‌માં હું જ અંશરૂપે વ્યાપીને રહેલો છું. ૫૯

આ પ્રમાણે વિવિધ ભકતોનું કથન કરતાં પરમાત્માની ઉપાસના કરનારા અને અક્ષરબ્રહ્મની ઉપાસના કરનારા એ બેમાંથી કયા યોગનિષ્ઠ ભક્ત મનાય છે તેનો પ્રશ્ન અર્જુન ભગવાન્‌ને કરે છે:

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ६०
[ भ. १२-१

આ પ્રમાણે જે ભકતો હમેશાં યોગયુક્ત થઈને તમારી ઉપાસના કરે છે તથા જે અવ્યક્ત એવા અક્ષરબ્રહ્મની ઉપાસના કરે છે તે બેમાંથી વધારે યોગને જાણનાર–યોગનિષ્ઠ કોણ કહેવાય છે તે કહો ? ૬૦

ભગવાન્ અર્જુનના પ્રશ્નનો પ્રત્યુત્તર આપે છે:

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥६१॥
[ भ. १२-२

જે મનુષ્યો હમેશાં યોગયુક્ત થઈને ઉત્તમ શ્રદ્ધાથી મારે વિષે મન રાખીને મને ભજે છે તેમને જ હું અત્યંત યોગનિષ્ઠ માનું છું. ૬૧

પોતાના ઉપાસક કરતાં અક્ષરબ્રહ્મના ઉપાસકોને ક્લેશ વધારે પડે છે તે કહે છે:

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥६२॥

[ भ. १२-५

જેઓ અક્ષરબ્રહ્મમાં આસક્ત ચિત્તવાળા છે તેઓને ક્લેશ અતિશય થાય છે, કારણ કે અક્ષર બ્રહ્મની જે ગતિ તે મનુષ્યો વડે દુઃખથી પ્રાપ્ત કરી શકાય છે. (કારણ કે નિર્ગુણ બ્રહ્મમાં મન સ્થિર રહી શકતું નથી.) ૬૨

અભ્યાસ વગેરે પરમાત્માની પ્રાપ્તિનાં જે સાધન છે તેમાં કયું સાધન વધારે ઉત્તમ છે તે કહી શાંતિની પ્રાપ્તિનું કથન કરે છે:

श्रेयो हि ज्ञानमभ्यासा-
ज्ज्ञानाद् ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्या-
गाच्छान्तिरनन्तरम् ॥ ६३ ॥

[ भ. १२–१२

અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન વિશેષ ગણાય છે અને ધ્યાન કરતાં કર્મના ફલનો ત્યાગ ઉત્તમ મનાય છે, કારણ કે કર્મફલના ત્યાગ પછી તરતજ શાંતિ મળે છે—સંસારમાંથી મુકત થવાય છે. ૬૩

અંતમાં ભગવાન્ પોતાના પરમ ભકતની શી ગતિ થાય છે તે કહે છે:

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव॥६४॥

[ ११–५५

હે પાંડવ—અર્જુન! મનેજ ઉદ્દેશીને સર્વ કર્મ કરનારો, મનેજ પરમ પ્રભુ માનનારો, મારીજ

ભકિત કરનારો, સંગરહિત અને સર્વ પ્રાણી-ઓને વિષે વૈર ન રાખનારો એવો જે મનુષ્ય છે તેજ મને પામે છે. ૬૪

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ६५
[ भ. १४–२६

જે ભકત મને અનન્ય ભકિતભાવથી ભજે છે તે એ ( બંધનકારક ) ગુણોને ઓળંઘીને બ્રહ્મભાવને પામવા માટે સમર્થ થાય છે. ૬૫

इति श्रीपुरुषोत्तमगीतायां भगवद्भक्तस्वरूपवर्णनं नाम षष्ठोऽध्यायः ।

ઇતિ શ્રીપુરુષોત્તમગીતાને વિષે 'ભગવદ્-ભકત-સ્વરૂપવર્ણન' નામનો અધ્યાય ૬ ઠો સંપૂર્ણ.

# अध्याय ७

ભારતભૂમિ એ કર્મભૂમિ હોવાથી મનુષ્યોએ કર્મ કરી, ચિત્તની શુદ્ધિ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરી પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરવું જોઈએ એ હેતુથી ભગવાન્ અર્જુનને હવે જ્ઞાન તથા કર્મયોગનું કથન કરે છે, તેમાં પ્રથમ કર્મયોગ સંબંધમાં કહે છે:

लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् १

[ भ. ३-३

હે પાપરહિત અર્જુન ! આ લોકને વિષે જ્ઞાનયોગ વડે સાંખ્યોની અને કર્મયોગ વડે યોગીઓની એમ બે પ્રકારની નિષ્ઠા મેં પૂર્વે કહેલી છે. ૧

હવે એમાં પ્રથમ કર્મયોગ માટે કહે છે:

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ २ ॥
[ भ. ३–५

કોઈપણ મનુષ્ય એક ક્ષણવાર પણ કયારેક કર્મ કર્યા વિનાનો રહેતો નથી, કારણકે પ્રકૃતિના ગુણો મનુષ્યને પરતંત્ર બનાવી પોતે તેની પાસે કર્મ કરાવે છે. ૨

હવે કર્મ કરનારો કયો મનુષ્ય ઉત્તમ મનાય છે તે કહે છે:

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥३॥
[ भ. ३–७

હે અર્જુન ! જે મનુષ્ય ઇન્દ્રિયોને મનવડે નિયમમાં રાખી, કર્મેન્દ્રિયો વડે કર્મ કરવાનો આરંભ કરે છે તેજ આસકિતરહિત મનુષ્ય ઉત્તમ માનવામાં આવે છે. ૩

આસક્તિરહિત કર્મ કરનાર ઉત્તમ ગતિને પામે છે તે કહે છે:

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥४॥
[ ભ. ૩-૧૯

માટે (હે અર્જુન !) હમેશાં કરવા યોગ્ય કર્મને તું આસક્તિ રાખ્યા વિના કર, કારણ કે કર્મમાં આસક્તિ રાખ્યા વિના કર્મ કરનાર પુરૂષ પરમ પદને પામે છે. ૪

પરંતુ તે કર્મ પણ પ્રભુને અર્પણ કર્યા વિનાનાં બંધનકારક થાય છે તે કહે છે:

यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥ ५ ॥
[ ભ. ૩-૯

પ્રભુપ્રીત્યર્થ વિનાનાં કર્મ કરવાથી આ લોક કર્મ (થી ઉત્પન્ન થતા સંસાર)ના બંધનમાં પડે

છે, માટે હે કૌન્તેય ! સંગનો ત્યાગ કરીને તે પ્રભુપ્રીત્યર્થેજ તું કર્મ કર. ૫

હવે કર્મની મહુત્તા બતાવતાં વચમાં યજ્ઞ એ પણ કર્મ હોવાથી તેની પણ મહુત્તા બતાવે છેઃ

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ ६॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥७॥

[ भ. ३,–१४–१५

અન્ન થકી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, અન્ન વરસાદથી ઉત્પન્ન થાય છે, વરસાદ યજ્ઞ કરવાથી ઉત્પન્ન થાય છે અને યજ્ઞ એ વેદોક્ત કર્મથી ઉત્પન્ન થાય છે; વળી કર્મ એ વેદથી ઉત્પન્ન થયેલું છે અને વેદ એ અક્ષરબ્રહ્મથી થએલા છે માટે સર્વવ્યાપક એવું પણ તે બ્રહ્મ નિત્ય યજ્ઞને વિષેજ રહેલું છે. અર્થાત્ યજ્ઞ-

૩૫ કર્મ કરવાથીજ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. ૬–૭

યજ્ઞ કરવાથી અથવા ન કરવાથી શું ફળ મળે છે તે કહે છેઃ

इष्टान् भोगान् हि वो देवा दास्यन्ते यज्ञभाविताः।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥८
[ भ. ३–१२

યજ્ઞથી પ્રસન્ન થએલા દેવો તમને તમારી ઈચ્છા પ્રમાણેના ભોગો આપશે, પરંતુ તે ભોગો તેમને અર્પણ કર્યા સિવાય જે મનુષ્ય ભોગવે છે તે ચોર ગણાય છે. ૮

કર્મ કરવામાં પણ મહાન્ પુરૂષે ઉત્તમ કર્મ કરવાં, કારણ કે સમગ્ર જગત્નું કલ્યાણ કે અકલ્યાણ તેના કર્મના આચરણપર આધાર રાખે છે તે કહે છેઃ

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ ९ ॥
[ भ. ३–२१

ઉત્તમ મનુષ્ય જેવું આચરણ કરે છે તેવુંજ અન્ય મનુષ્યો પણ આચરણ કરે છે, કારણ કે તે જે કરે છે તે પ્રમાણ મનાય છે અને તેથી લોક તેનેજ અનુસરે છે. ૯

હવે કર્મ તથા અકર્મ શી વસ્તુ છે તે સમજાવે છે:

कर्मण्यकर्म यः पश्येदकर्माणि च कर्म यः ।
स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् १०
[ भ ४–१८

જે મનુષ્ય પરમાત્માની ભક્તિરૂપ કર્મ કર્મ છતાં તે બંધનકારક ન હોવાથી તેને અકર્મરૂપ સમજે છે અને વિહિત કર્મ ન કરવા રૂપ અકર્મ દોષરૂપ હોવાથી બંધનકારક થાય છે એટલે તેને કર્મરૂપ સમજે છે તેજ મનુષ્યોમાં

બુદ્ધિમાન્—જ્ઞાની કહેવાય છે અને તેજ સર્વે કર્મને કરવાવાળો યોગી કહેવાય છે. ૧૦

તાત્કાલિક સિદ્ધિની ઇચ્છાવાળા કર્મથી કેવી રીતે સિદ્ધિ મેળવે છે તે કહે છે:

**कांक्षंतः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ॥**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा॥११॥**

[ ભ. ૪—૧૨

કર્મોની (તાત્કાલિક) સિદ્ધિ મેળવવાને ઇચ્છનારાઓ આ લોકને વિષે દેવતાઓનું યજન કરે છે અને તેથી મનુષ્યલોકને વિષે તે યજ્ઞરૂપ કર્મથી તેમને તત્કાલ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૧૧

હવે કલ્યાણની ઈચ્છાવાળા દરેક મનુષ્યે અન્ય ધર્મ કરતાં પોતાનોજ ધર્મ પાળી કર્મ કરવાં શ્રેયસ્કર છે તે કહે છે:

**श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् १२**

[ ભ. ૧૮—૪૭

સારી રીતે પળાયલા પણ અન્ય ધર્મ કરતાં ગુણરહિત પણ પોતાનો ધર્મ કલ્યાણ કરનારો છે, માટે સ્વાભાવિક રીતેજ નક્કી થએલું પોતાનું કર્મ કરનાર મનુષ્ય પાપનો ભોકતા થતો નથી. ૧૨

હવે કર્મનું કથન કરતાં પ્રસંગવશાત પ્રભુએ ગુણકર્મના વિભાગથી ચાર વર્ણ ઉત્પન્ન કર્યાં તે કહેવા સાથે તેમાં પોતાનું અકર્તૃત્વ પણ કહે છે:

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥**
**तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम्॥१३॥**

[ भ. ४–१३

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર-વર્ણ મેં ગુણ અને કર્મના વિભાગથી ( એટલે બ્રાહ્મણ સત્ત્વગુણી, ક્ષત્રિય સત્ત્વ અને રજો-ગુણી, વૈશ્ય રજ અને તમોગુણી અને શૂદ્ર

તમોગુણી; બ્રાહ્મણનાં શમદમાદિ કર્મ, ક્ષત્રિયનાં યુદ્ધ વગેરે, વૈશ્યનાં વાણિજ્ય વગેરે અને શૂદ્રનાં સેવા વગેરે કર્મ એ પ્રમાણે) ઉત્પન્ન કર્યાં છે અને તેથી હું તેનો કર્તા છું, છતાં પણ તે ગુણાદિમાં આસક્ત ન હોવાથી અવિનાશી એવો અકર્તારૂપ પણ તું મને જાણ. ૧૩

હવે બ્રાહ્મણ વગેરેનાં કયાં કયાં કર્મો છે તે કહે છેઃ

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः॥१४॥**

[ भ. १८-४१

હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોનાં કર્મો તેમના સ્વભાવથી ઉત્પન્ન થએલા ગુણો વડે જુદાં જુદાં વહેંચેલાં છે. ૧૪

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् १५**

[ भ. १८-४२

શમ-શાંતિ, ઇન્દ્રિયોનું દમન, તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, ઈશ્વરી જ્ઞાન અને આસ્તિકતા એ સ્વભાવજન્ય બ્રાહ્મણનાં કર્મ છે. ૧૫

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम्॥१६॥
[ भ. १८-४३

શૂરતા, પ્રતાપ, ધીરજ, ચાતુર્ય, યુદ્ધમાંથી નાસી ન જવું, દાન અને મહત્તા એ સ્વભાવજન્ય ક્ષત્રિયનાં કર્મ છે. ૧૬

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम्॥१७
[ भ. १८-४४

ખેતી કરવી, ગાયનું રક્ષણ કરવું અને વેપાર કરવો એ સ્વભાવથી ઉત્પન્ન થયેલાં વૈશ્યનાં કર્મ છે અને સેવા કરવી એ સ્વાભાવિક રીતેજ શૂદ્રનું કર્મ છે. ૧૭

હવે સંસારમાં જન્મ પામી પોતાના કલ્યાણને માટે મનુષ્યે શું જાણવાની જરૂર છે તે જાણવા માટેની આકાંક્ષાથી અર્જુન ભગવાન્‌ને શો પ્રશ્ન પૂછે છે તે કહે છેઃ

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥१८॥

[ भ. १३–१

હે કેશવ! [1]પ્રકૃતિ અને પુરુષ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તેમજ જ્ઞાન અને જ્ઞેય એ જાણવાની મારી ઇચ્છા છે. (માટે આપ તે મને કહો.) ૧૮

ભગવાન્ ત્યારપછી પ્રત્યુત્તરમાં અર્જુનને શું કહે છે તે જણાવે છેઃ

---

૧. પ્રકૃતિ અને પુરૂષનું જ્ઞાન પૂર્વે પાંચમા અધ્યાયમાં આપેલું હોવાથી અહીં આપવામાં આવ્યું નથી.

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥१९

[ भ. १३-२

હે કૌંતેય! આ શરીરને 'ક્ષેત્ર' એ પ્રમાણે કહેવામાં આવે છે અને એને જે જાણે છે તેને આત્મજ્ઞાનીઓ 'ક્ષેત્રજ્ઞ' એ પ્રમાણે કહે છે. ૧૯

હવે એ ક્ષેત્રનું સ્વરૂપ કેવું છે તે કહે છે:

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्त एव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः २०
इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥२१॥

[ भ. १३,-६-७

(પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ) પંચમહાભૂતો, અહંકાર, બુદ્ધિ, મહત્તત્ત્વ, દશ ઇન્દ્રિયો (પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મે-

ન્દ્રિય) અને અગીઆરમુ એક મન, પાંચ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ) ઈન્દ્રિઓના વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સ્થૂલ શરીર, ચેતના અને ધૈર્ય એ પ્રમાણે એ વિકારયુકત એવું ક્ષેત્ર છે અને તે મેં તને સંક્ષેપમાં કહ્યું. ૨૦-૨૧

હવે ક્ષેત્રજ્ઞનું કથન કરતાં તે ક્ષેત્રજ્ઞ આત્મા શરીરમાં રહ્યા છતાં પણ નિર્લેપ છે અને તે શરીરને પ્રકાશ કરનારો છે તે કહે છેઃ

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते॥२२॥

[ भ. १३-३३

જેમ આકાશ સર્વવ્યાપી હોવા છતાં પણ સૂક્ષ્મપણાને લીધે લેપાતું નથી તેજ પ્રમાણે આત્મા સર્વ દેહોને વિષે રહેલો હોવા છતાં પણ લેપાતો નથી. ૨૨

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत॥२३
[ म. १३-३४

હે ભારત ! જેમ સૂર્ય એક હોવા છતાં પણ આ સમગ્ર લોકને પ્રકાશિત કરે છે તેજ પ્રમાણે ક્ષેત્રી એવો આત્મા પણ સમગ્ર દેહોને પ્રકાશમાન કરે છે. ૨૩

હવે ક્ષેત્રજ્ઞ પુરૂષ કોણ કહેવાય છે તે કહે છે:

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
प मात्मेति चाप्युक्तो देहेऽस्मिन् पुरुषः परः॥२४
[ म. १३-२३

આ દેહને વિષે ઉપદ્રષ્ટા—સમીપમાં રહી જોનાર, અનુમન્તા—અનુમતિ આપનાર, સર્વનું પોષણ કરનાર, કર્મના ફલને ભોગવનાર અને સર્વનો ઈશ્વર એવો પરમાત્મા તરીકે કહેવાતો કોઈ અન્ય પુરૂષ પણ છે અને એ પુરૂષને 'ક્ષેત્રજ્ઞ' તરીકે ઓળખવામાં આવે છે. ૨૪

હવે એ ક્ષેત્રજ્ઞ તેજ પરમાત્મા કહેવાય છે અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના જ્ઞાનને જ જ્ઞાન કહેવામાં આવે છે તે કહે છે:

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २५ ॥
[ भ. १३-३

હે ભારત! સર્વ ક્ષેત્રોને વિષે ક્ષેત્રજ્ઞ (શરીરને જાણનાર) પણ તું મને જાણ અને તે ક્ષેત્ર (શરીર) તથા ક્ષેત્રજ્ઞ-(શરીરને જાણનાર)નું જે જ્ઞાન તેજ (ખરૂં) જ્ઞાન છે એમ મારૂં માનવું છે. ૨૫

હવે વિશેષમાં જ્ઞાન શી વસ્તુ છે તે કહે છે:

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः २६
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥२७॥

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥२८॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ २९ ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥३०
[ भ. १३,–८–१२

નિરભિમાનપણું; અદંભીપણું; અહિંસા; ક્ષમા; નિષ્કપટતા; આચાર્યની ઉપાસના; પવિત્રતા; ધૈર્ય; ઇન્દ્રિય તથા મનનો નિગ્રહ; વિષયોને વિષે વૈરાગ્ય; અહંકારરહિતપણું; જન્મ, મૃત્યુ, ઘડપણ, રોગ વગેરેમાં હમેશાં દુઃખનું જોવું; પુત્ર, ઘર, સ્ત્રી વગેરેમાં અનાસક્તિ; નિઃસંગપણું; ઇષ્ટવસ્તુની અપ્રાપ્તિ અને અનિષ્ટવસ્તુની પ્રાપ્તિમાં સમાનતા; મારી–ઈશ્વરની અનન્ય ભક્તિ, એકાંતવાસ, જનસ-

માજમાં અપ્રીતિ, અધ્યાત્મજ્ઞાનમાં નિરંતર પ્રેમ રાખવો અને તત્ત્વજ્ઞાનના અર્થનું અવલોકન કરવું એને 'જ્ઞાન' એ પ્રમાણે કહેવામાં આવ્યું છે, એ સિવાયનું બીજું જે છે તે 'અજ્ઞાન' છે. ૨૯–૩૦

હવે જ્ઞાનની મહત્તા બતાવવા માટે સંસારમાં કેવા કેવા પ્રકારના યજ્ઞ કરનારાઓ છે તે કહે છેઃ

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥३१
[ भ. ४–२८

કેટલાક દ્રવ્યથી યજ્ઞ કરનારા, કેટલાક તપરૂપી યજ્ઞ કરનારા, કેટલાક યોગરૂપી યજ્ઞ કરનારા, કેટલાક સ્વાધ્યાય અને જ્ઞાનરૂપી યજ્ઞ કરનારા તથા બીજા કેટલાક કઠિન વ્રત કરનારા યોગીઓ પણ હોય છે. ૩૧

એ સર્વ યજ્ઞોમાં કયો યજ્ઞ ઉત્તમ છે તથા તેનાથી શું ફળ મળે છે તે કહે છેઃ

श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३२॥
[ भ. ४-३३

હે પરંતપ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, કેમ કે હે પાર્થ! સર્વ કર્મ (નું ફલ) જ્ઞાનને વિષે સમાઈ જાય છે. ૩૨

अपिचेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यति ॥३३॥
[ भ. ४-३६

તું કદાપિ સર્વ પાપીઓ કરતાં પણ વધારે પાપ કરનારો હોઇશ તોપણ જ્ઞાનરૂપી નાવવડે એ સર્વ સમુદ્રને તું તરી જઇશ. ૩૩

હવે મનુષ્યને જ્ઞેય—જાણવા યોગ્ય—શી વસ્તુ છે તે કહે છેઃ

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥३४॥
सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥३५॥
सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च॥३६॥
बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ३७
अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥३८
ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ३९
[ भ. १३,-१३-१८

જે કંઈ જાણવા જેવું છે તે હું તને કહું છું, કે જે જાણવાથી મનુષ્ય મોક્ષ પામે છે. તે

અનાદિયુક્ત એવું 'પરબ્રહ્મ' છે અને તે સત્ અથવા અસત્ કંઈપણ નથી; વળી તે સર્વત્ર હાથ પગવાળુ, ચારે બાજુ આંખ, મસ્તક તથા મુખવાળુ, સર્વ બાજુ કાનવાળુ તથા સર્વને ઢાંકીને રહેલું છે; તે સર્વ ઇન્દ્રિયોના ગુણોનો પ્રકાશ કરનારૂ છતાં સર્વ ઇન્દ્રિયોથી રહિત, આસક્તિવિનાનું, સર્વને ધારણ કરનારુ, નિર્ગુણ છતાં ગુણોનો ઉપભોગ કરનારુ, પ્રાણીઓની અંદર તથા બહાર રહેલું, સ્થાવર તથા જંગમ રૂપ, સૂક્ષ્મપણાથી ન જાણી શકાય તેવું તેમ દૂર રહેલું અને સમીપ પણ રહેલુ છે; વળી તેને સર્વ પ્રાણીઓમાં એક રૂપે રહેવા છતાં ભિન્નરૂપે રહેલું, સર્વ ભૂતોનુ પોષણ કરનારુ, સંહાર કરનારુ તથા તેમને ઉત્પન્ન કરનારુ પણ જાણવું, તેમ તે જ્યોતિઓમાં પણ મહાજ્યોતિ, તમથી પર રહેલું, જ્ઞાનરૂપ, જાણવા યોગ્ય જ્ઞાનથી જાણી શકાય તેવું તથા સર્વના હૃદયને વિષે રહેલું છે. ૩૪–૩૯

સંસારમાં ઉત્પન્ન થઇ મનુષ્યોએ આત્મ-કલ્યાણ માટે ઉત્તમ થવા યત્ન કરવો જોઇએ અને તેથી જીવો જે બે પ્રકારના કહેવામાં આવે છે તેમાં ઉત્તમ તથા અધમ જીવો કયા છે તે જણાવવા ભગવાન્ અર્જુનને કહે છે:

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च।
दैवो विस्तरशः प्रोक्त आसुरः पार्थ मे शृणु ४०

[ भ. १६–६

હે પાર્થ! આ લોકને વિષે પ્રાણીઓની સૃષ્ટિ દૈવી અને આસુરી એમ બે પ્રકારની છે, તેમાં દૈવી સૃષ્ટિ મેં તને વિસ્તારથી કહી અને હવે હું તને આસુરી સૃષ્ટિ કહું છું તે તું સાંભળ. ૪૦

વિસ્તારથી કહેલી દૈવી સૃષ્ટિ–દૈવી સંપત્તિ કઇ છે તે કહે છે:

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम्॥४१

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥४२॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ४३ ॥

[ भ. १६,-१-३

[1]નિર્ભયપણું, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગમાં તત્પરતા, દાન, બાહ્યેન્દ્રિયોનો નિગ્રહ, યજ્ઞ કરવો, વેદાધ્યયન, તપશ્ચરણ, સરળતા, અહિંસા, સત્ય, ક્રોધ ન કરવો, કર્મ-ફળનો ત્યાગ, અંતઃકરણનો નિગ્રહ, ચાડી ન કરવી, સર્વ પ્રાણીઓ પર દયા રાખવી, નિર્લો-ભપણું, કોમલતા, લજ્જા, અચંચલતા, પ્રતા-

---

૧ આ છત્રીસ ગુણો દૈવી સંપત્તિના જીવાત્મા-ઓમાં હોય છે અને એમનાથી ઉલટા જે દુર્ગુણો તે આસુરી સંપત્તિવાળા જીવોમાં હોય છે.

પશીલતા, ક્ષમા, ધીરજ, પવિત્રતા, ઈર્ષ્યા-
રહિતપણું અને નિરભિમાનતા એ સર્વ હે
ભારત! જે મનુષ્ય દૈવી સંપત્તિમાં ઉત્પન્ન
થએલો હોય છે તેનામાં હોય છે. ૪૧–૪૩

હવે આસુરી સંપત્તિમાં ઉત્પન્ન થએલો
કેવો હોય છે તે કહે છે:

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४४

[ મ. ૧૬–૪

હે પાર્થ! દંભ, દર્પ, અભિમાન, ક્રોધ,
કઠોરતા અને અજ્ઞાન એ સર્વ જે મનુષ્ય
આસુરી સંપત્તિમાં ઉત્પન્ન થએલો હોય છે
તેનામાં હોય છે. ૪૪

હવે એ આસુરી સંપત્તિના જીવો કેવી
પ્રવૃત્તિવાળા હોય છે તથા તે કઈ ગતિને પામે
છે તે કહે છે:

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते४५
[ भ. १६-७

આસુરી સંપત્તિના મનુષ્યો પ્રવૃત્તિ તેમ નિવૃત્તિને જાણતા નથી તેમ તેમનામાં પવિત્રતા, આચાર કે સત્ય પણ હોતું નથી. ૪૫

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥४६॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥४७॥
[ भ. १६,-१२-१३

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥४८
[ भ. १६-१६

---

१ ભગવદ્ગીતામાં આસુરી સંપત્તિનું વિશેષ વર્ણન આપવામાં આવ્યું છે, પરંતુ અહીં ખાસ ટુંકમાંજ આપવામાં આવ્યું છે.

વળી તેઓ પ્રલય પર્યંતની અપરિમિત ચિંતાનો આશ્રય કરીને, કામ અને ઉપભોગનેજ ઉત્તમ માની, એટલુંજ ( પરમ સુખ ) છે એવ નિશ્ચયવાળા થઇને સેંકડો આશાપાશોથ બંધાઈ, કામ અને ક્રોધમાંજ તત્પર રહી કામનાઓના ઉપભોગ માટે અન્યાયથી દ્રવ્ મેળવવા માટેની પ્રવૃત્તિ કરે છે અને અને પ્રકારે ભ્રમિત ચિત્તવાળા થઇને મોહરૂપ જાળથી વીંટાઈને વિષયોના ઉપભોગોમાં આસક્ત રહી અંતે અપવિત્ર એવા નરકને વિ પડે છે. ૪૬–૪૮

હવે આ ઉભય સંપત્તિ કહી મનુષ્યને અધે ગતિએ પહોંચાડનાર ત્યાગ કરવા યોગ્ય નરક દ્વાર કયું છે તે કહે છે:

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्॥४

[ भ. १६–२

કામ, ક્રોધ અને લોભ એ આત્માનો ના
કરનાર-તેને અધોગતિએ પહોંચાડનાર-ત્ર
પ્રકારનું નરકનું દ્વાર છે માટે એ ત્રણનો ( દ
મનુષ્યે ) ત્યાગ કરવો. ૪૯

આ પ્રમાણે જગત્‌ની ઉત્પત્તિથી આરં
જે કંઈ જાણવા યોગ્ય અથવા કરવા યો
છે તે સર્વનું વર્ણન કરી, ઉત્પત્તિ પ્રમાણે
હવે જગત્‌નો લય કેવી રીતે થાય છે ત
વર્ણન અધ્યાયના અંતમાં કહેવામાં આવે
તેમાં પ્રથમ જ્ઞાતા મનુષ્ય કોણ છે ત
બ્રહ્માનાં દિવસ રાત્રિમાં સંસારની સ્થિતિ કે
થાય છે તે કહે છે:

सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः॥५

[ મ. ૮-

એક સહસ્ર મહાયુગ પર્યંતનો જે બ્રહ્મ
દિવસ તથા એક સહસ્ર મહાયુગ પર્યંત

બ્રહ્માની જે રાત્રિ તેને ( તેટલા કાળને ) જેઓ જાણે તેજ મનુષ્યો અહોરાત્ર–રાત્રિદિવસ–ને જાણનારા છે. ૫૦

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥५१॥

[ भ. ८–१८

જ્યારે બ્રહ્માનો દિવસ થાય છે ત્યારે આ સર્વ વ્યક્તિઓ એટલે દૃશ્ય વસ્તુમાત્ર અવ્યક્ત–અક્ષર બ્રહ્મ–માંથી ઉત્પન્ન થાય છે અને જ્યારે બ્રહ્માની રાત્રિ થાય છે ત્યારે એ સર્વ તે અવ્યક્ત–અક્ષર બ્રહ્મ–માંજ પાછું લય પામે છે. ૫૧

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ ५२ ॥

[ भ. ८–१९

હે પાર્થ ! એ પ્રમાણે આ સમગ્ર પ્રાણીઓનો સમૂહ વારંવાર ઉત્પન્ન થઇને બ્રહ્માની

રાત્રિ આવે છે ત્યારે તે પોતે પરતંત્ર હોવાથી લય પામે છે અને બ્રહ્માનો દિવસ આવતાં પાછો ઉત્પન્ન થાય છે. ૫૨

જ્યારે બ્રહ્માનું આયુષ્ય પૂર્ણ થાય છે ત્યારે પ્રલય સમયે જગત્‌ની સ્થિતિ કેવા પ્રકારની થાય છે અને તે પ્રલય ઉત્તરોત્તર કેવી રીતે થાય છે તે હવે કહે છે:

धातूपप्लव आसन्ने व्यक्तं द्रव्यगुणात्मकम् ।
अनादिनिधनः कालो ह्यव्यक्तायापकर्षति ॥५३

[ भा. ११-३-८

જ્યારે બ્રહ્માના આયુષ્યના અંતસમયે પ્રલય થાય છે ત્યારે દ્રવ્ય તથા ગુણરૂપે રહેલા આ વ્યક્ત જગત્‌ને આદિ અને અંતરહિત એવો કાલ અવ્યક્તને વિષે ખેંચી લે છે. અર્થાત્ વ્યક્ત એવું સર્વ જગત અવ્યક્તમાં લય પામે છે. ૫૩

शतवर्षा ह्यनावृष्टिर्भ-
विष्यत्युल्बणा भुवि ।
तत्कालोपचितोष्णार्को
लोकाँस्त्रीन् प्रतपिष्यति ॥ ५४ ॥

[ भा. ११-३-९

તે સમયે પૃથ્વીપર સો વર્ષ સુધી વરસાદ વરસશે નહિ અને તેથી લોકોને પીડા થશે અને તે સમયને અનુસરીને સૂર્ય પ્રખર તાપવાળો થઇને ત્રણે લોકને બાળશે. ૫૪

पातालतलमारभ्य संकर्षणमुखानलः ।
दहन्नूर्ध्वशिखो विष्वग्वर्धते वायुनेरितः ॥५५॥

[ भा. ११-३-१०

વળી પાતાલથી આરંભી સંકર્ષણના મુખમાંથી ઉત્પન્ન થએલો અગ્નિ ઉંચી જવાળાવાળો થઇ, સર્વને ચારે બાજુથી બાળતો વાયુ વાવાને લીધે વધે છે. ૫૫

सांवर्तको मेघगणो वर्षति स्म शतं समाः ।
धाराभिर्हस्तिहस्ताभिर्लीयते सलिले विराट् ५६
[ભા. ૧૧-૩-૧૧

ત્યારપછી સાંવર્તક નામનો મેઘસમૂહ સો વર્ષ પર્યંત હાથીની સૂંઢ જેવી ધારાઓથી વરસે છે અને ત્યારે વિરાટ્-બ્રહ્માંડ જલને વિષે લય પામે છે. ૫૬

ततो विराजमुत्सृज्य वैराजः पुरुषो नृप ।
अव्यक्तं विशते सूक्ष्मं निरिन्धन इवानलः ५७
[ભા. ૧૧-૩-૧૨

હે નૃપ! ત્યારપછી (વિરાટ્-બ્રહ્માંડ-ના આત્મારૂપ) વૈરાજ પુરુષ તે બ્રહ્માંડનો ત્યાગ કરી બળતણ વિનાનો અગ્નિજ જેમ તેમ અદૃશ્ય થઈ જાય છે અને અવ્યક્ત-બ્રહ્મ-ને વિષે પ્રવેશ કરી જાય છે. ૫૭

ત્યારપછી દરેક તત્ત્વો ઉત્પત્તિ પ્રમાણે એકેકમાં કેવી રીતે લય પામે છે તે કહે છેઃ

वायुना हृतगन्धा भूः सलिलत्वाय कल्पते ।
सलिलं तद्धृतरसं जोतिष्ट्वायोपकल्पते ॥ ५८ ॥

[ भा ११-३-१३

વાયુએ જેનો ગંધ ખેંચી લીધેલો છે એવી પૃથ્વી જલરૂપ થઈ જાય છે અને પૃથ્વીએ જેનો રસ ખેંચી લીધેલો છે એવું જલ તેજરૂપ થઈ જાય છે. ૫૮

हृतरूपं तु तमसा वायौ ज्योतिः प्रलीयते ।
हृतस्पर्शोऽवकाशेन वायुर्नभसि लीयते ॥ ५९ ॥

[ भा. ११-३-१४

અંધકારે જેનું રૂપ હરી લીધું છે એવું તેજ વાયુને વિષે મળી જાય છે અને આકાશે જેનો સ્પર્શગુણ હરી લીધો છે એવો વાયુ આકાશમાં લીન થઈ જાય છે. ૫૯

कालात्मना हृतगुणं नभ आत्मनि लीयते ।
इन्द्रियाणि मनो बुद्धिः सह वैकारिकैर्नृप ।
प्रविशन्ति ह्यहंकारं स्वगुणैरहमात्मनि ॥ ६० ॥
[ भा. ११-३-१५

આકાશને શબ્દગુણ કાલસ્વરૂપે હરી લેવાથી તે આકાશ (તામસ) અહંકારને વિષે લય પામે છે અને હે નૃપ ! ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ પોતાના દેવતાઓ સહિત અહંકારમાં અને અહંકાર પોતાના ગુણો સહિત મહત્તત્ત્વને વિષે લય પામે છે. અર્થાત્ જે જે વસ્તુ જેમ જેમ ઉત્પન્ન થઈ છે તેજ પ્રમાણે તે પ્રલય સમયમાં પૂર્વપૂર્વમાં લય પામે છે. ૬૦

હવે અંતમાં કલ્પના આદિ તથા અંતમાં ભૂતોની ઉત્પત્તિ તથા લય કરનાર પરમાત્મા પોતેજ છે તે કહે છે:

सर्वभूतानि कौंतेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ६१
[ भ. ९-७

હે કૌંતેય! કલ્પના અંતમાં સર્વ પ્રાણીઓ મારી પ્રકૃતિને વિષેજ લય પામે છે અને કલ્પના આદિમાં પાછો હું તેમને ઉત્પન્ન કરૂં છું. ૬૧

इति श्रीपुरुषोत्तमगीतायां कर्म–क्षेत्र–क्षेत्रज्ञ–ज्ञान–ज्ञेय–दैवासुरसंपद्–प्रलयवर्णनं नाम सप्तमोऽध्यायः ॥

ઇતિશ્રી પુરૂષોત્તમગીતાને વિષે " કર્મ, ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ, જ્ઞાન, જ્ઞેય, દૈવાસુરસંપત્ અને પ્રલયવર્ણન " નામનો અધ્યાય ૭ મો સંપૂર્ણ.



# अध्याय ८

આ પ્રમાણે એકથી સાત અધ્યાય સુધીમાં જગત્‌ની ઉત્પત્તિથી પ્રલય પર્યંતનું સર્વ વર્ણન કરી આ છેલ્લા આઠમા અધ્યાયમાં લોકકલ્યાણ માટે વિવિધ વિષયનું ફલસહિત વર્ણન કરે છે; તેમાં પ્રથમ આ સંસારરૂપી સમુદ્રને તરવા માટે કયું સાધન છે અને મનુષ્ય તે સાધન છતાં ન તરી શકે તો તે કેવો કહેવાય છે તે કહે છે:

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं
प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं
पुमान् भवाब्धिं न तरेत् स आत्महा ॥१॥

[ ભા. ૧૧-૨૦-૧૭

આદિભૂત અને સુલભ છતાં પણ અત્યંત દુર્લભ એવું આ મનુષ્યદેહરૂપી નાવ (મેં) ઉત્તમ રીતે બનાવેલું છે, તેનો ગુરુરૂપી નાવિક ચલાવ

નાર છે અને હું (ઈશ્વર)રૂપી અનુકૂલ પવન વડે તે પ્રેરાયલું છે, છતાં જે મનુષ્ય આ સંસાર-રૂપી સમુદ્રને તરી શકતો નથી તે આત્મહત્યારો કહેવાય છે. અર્થાત્ મનુષ્યે ઉત્તમ ગુરૂદ્વારા પર-માત્માની ભકિત કરી આ સંસારસમુદ્રને તરી જવો એજ તેના મનુષ્યદેહની સાર્થકતા છે. ૧

સંસારમાં વૈરાગ્ય થવા માટે ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાના ઉદ્દેશથીજ જન્મમરણ દરેકનાં થયાજ કરે છે અને તે માત્ર પોતેજ જાણે છે તે અર્જુનને કહે છેઃ

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतःपरम् ॥ २ ॥

[ भ. २–१२

વળી હું, તું કે આ રાજાઓ કયારે પણ ન હતા એમ નથી તેમ હવે પછી આપણે સર્વ નહિ હોઈશું એમ પણ નથી. અર્થાત્ જન્મ મરણ દરેક મનુષ્યોનાં ઉત્તરોત્તર ચાલ્યાજ કરે છે. ૨

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ३ ॥

[ भ. ४-५

હે અર્જુન! મારા અને તારા અનેક જન્મો થઈ ગયા છે, પરંતુ હે પરંતપ! તે સર્વને હું જાણું છું, પરંતુ તું જાણતો નથી. ૩

વળી પરમાત્મા પોતે એકજ માત્ર સર્વજ્ઞ છે તે કહે છે:

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥४॥

[ भ ७-२६

હે અર્જુન! ભૂતકાલમાં થઈ ગએલાં, વર્તમાનમાં થતાં તથા ભવિષ્યમાં થનારાં સર્વ પ્રાણીઓને હું જાણું છું, પરંતુ મને કોઈપણ જાણતું નથી. ૪

આત્મકલ્યાણ માટે દરેક મનુષ્ય યત્ન કરે એ સ્વાભાવિક છે, છતાં અનિચ્છાએ પણ મનુષ્ય

કોની પ્રેરણાથી પાપ કરીને અધોગતિ પામે છે તે કહે છેઃ

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्॥५॥**

[ भ. ३-३७

રજોગુણથી ઉત્પન્ન થએલો એ કામ અને એ ક્રોધ મનુષ્યના ભક્ષક-વિનાશકર્તા અને મહાન્ પાપી છે માટે આ સંસારમાં તું એમનેજ મહા વૈરી રૂપ સમજ. અર્થાત્ મનુષ્યની અધોગતિ એ કામ અને ક્રોધથીજ થાય છે. ૫

મનુષ્યના વિનાશમાં એ કામ તથા ક્રોધ કેવી રીતે કારણ છે તે કહે છેઃ

**ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ६**
**क्रोधाद् भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ७**

[ भ. २,-६२-६३

વિષયોનું ધ્યાન કરવાથી મનુષ્યને તે તે વિષયોમાં આસક્તિ થાય છે, તે આસક્તિથી તેને કામ ( તે વસ્તુ મેળવવાની ઈચ્છા ) ઉત્પન્ન થાય છે, તે કામથી (વસ્તુ જો ન મળી શકે તો) ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી સંમોહ થાય છે, સંમોહથી સ્મૃતિનો ભ્રમ થાય છે, સ્મૃતિનો ભ્રમ થવાથી તેની બુદ્ધિ વિનાશ પામે છે અને બુદ્ધિ નાશ પામવાથી મનુષ્ય પોતે પણ વિનાશ પામે છે. ૬–૭

મનુષ્ય સંસારમાં કયા કારણથી મોહ પામે છે તે કહે છે:

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥८॥**

[ મ. ૫–૧૫

પરમાત્મા કોઈનાં પાપ કે પુણ્ય ગ્રહણ કરતા નથી, પરંતુ પ્રાણીઓનું જ્ઞાન તેમના પોતાના અજ્ઞાનથી ઢંકાયલું હોવાથી તેઓ મોહ પામે છે.૮

સંસારમાં ખરો સુખી કોણ છે તે હવે કહે છે:

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥९॥

[ भ. ५-२३

જે મનુષ્ય પોતાના દેહને છોડતા પહેલાં આ સંસારમાંજ કામ અને ક્રોધના વેગને સહન કરે છે તેજ યોગી અથવા સુખી મનુષ્ય છે. ૯

હવે લોકકલ્યાણ માટે ભક્તિમાર્ગની ઉત્તમતા જણાવે છે.

एष निष्कंटकः पंथा यत्र संपूज्यते हरिः ।
कुपथं तं विजानीयाद्गोविंदरहितागमम् ॥१०॥

જે માર્ગમાં ભગવાન્નું પૂજન થાય છે એજ માર્ગ નિષ્કંટક છે બાકી જે ગોવિંદની ભક્તિ વિનાનો છે તેને તો કુમાર્ગજ જાણવો. ૧૦

ભક્તિ કરવામાં પણ પરમાત્માના ભક્તે કયા કયા દેવની ઉપાસના કરવી જોઈએ તે કહે છે:

विष्णुः शिवो गणपतिः पार्वती च दिवाकरः ।
एताः पूज्यास्तथा मान्या देवताः पञ्च मामकैः ११
[ शि. प.

મારા (માર્ગાનુયાયી) ભક્તોએ વિષ્ણુ, શિવ, ગણપતિ, પાર્વતી (દેવી) અને સૂર્ય એ પાંચ દેવ પૂજન કરવા યોગ્ય તથા માનવા યોગ્ય છે. ૧૧

હવે ઉપાસ્ય દેવોમાં પણ દેવી વગેરે સહિત વિષ્ણુ ભગવાન્નાં વિશેષ નામનું કથન કરે છે:

स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभुः ।
रुक्मिण्या रमयोपेतो लक्ष्मीनारायणः स हि १२

જ્યારે તે પ્રભુ રાધાયુક્ત હોય ત્યારે તે 'રાધાકૃષ્ણ' છે એ પ્રમાણે જાણવા અને લક્ષ્મીસ્વરૂપ રૂક્મિણીની સાથે હોય ત્યારે 'લક્ષ્મીનારાયણ' જાણવા. ૧૨

ज्ञेयोऽर्जुनेन युक्तोऽसौ नरनारायणाभिधः ।
बलभद्रादियोगेन तत्तन्नाम्नोच्यते स च ॥१३॥

અર્જુનની સાથે જ્યારે તે રહેલા હોય ત્યારે 'નરનારાયણ' અને બલરામ વગેરેની સાથે હોય ત્યારે તે તે નામવાળા એટલે 'રામકૃષ્ણ' વગેરે નામોથી જાણવા. ૧૩

ભક્તિ વગેરે કરવામાં પણ કલ્યાણની ઈચ્છાવાળા મનુષ્યને અવશ્ય રીતે શરીરથી કરવા યોગ્ય તપ કયું છે તે કહે છે:

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

[ भ. १७–१४

દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને જ્ઞાની મનુષ્યોનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શરીરસંબંધી તપ કહેવાય છે. ૧૪

હવે ઉત્તમ અથવા અધમ પણ કર્મનો આરંભ કરનાર મનુષ્ય સુખ પામે છે કે દુઃખ તેનો વિચાર કરીનેજ મનુષ્યે કર્મ કરવાં તે કહે છે:

**कर्माण्यारभमाणानां दुःखहत्यै सुखाय च ।**
**पश्येत्पाकविपर्यासं मिथुनीचारिणो नृणाम् १५**
[ भा.११-३-१८

કર્મનો આરંભ કરનાર મનુષ્યો દુઃખના નાશને માટે અને સુખને માટે કર્મ કરે છે, છતાં જોડલારૂપે રહેતાં સંસારી મનુષ્યોને (સુખને ઠેકાણે) પરિણામ ઉલટું આવે છે અર્થાત્ દુઃખજ પ્રાપ્ત થાય છે તે (મનુષ્યે) જોવું (અને તે પ્રમાણે કર્મ કરવાં). ૧૫

અનુચિત કર્મ કરવારૂપ અધર્મ કરવાથી મનુષ્યોનો કુલધર્મ નાશ પામે છે અને તેથી તેમની શી ગતિ થાય છે તે કહે છે:

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ १६ ॥**
[ भ. १-४४

હે જનાર્દન! જે મનુષ્યોનો કુલધર્મ વિનાશ પામ્યો છે તેવા મનુષ્યોનો હમેશને માટે નરકમાં વાસ થાય છે એમ અમે સાંભળ્યું છે. ૧૬

માટે ધર્મકર્માદિ સર્વ કર્તવ્યોમાં શાસ્ત્રવચન પ્રમાણેજ ચાલવું જોઇએ, છતાં જે મનુષ્યો શાસ્ત્રોના વચનોનો ત્યાગ કરી સ્વેચ્છા પ્રમાણે પ્રવૃત્ત રહે છે તે કયારેપણ સુખી થતા નથી તે કહે છે:

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् १७

[ भ. १६-२३

જે મનુષ્ય શાસ્ત્રમાં કહેલા વિધિનો ત્યાગ કરી પોતાની ઇચ્છા મુજબ વર્તન કરે છે તે પોતાની કર્તવ્યસિદ્ધિને પામી શકતો નથી તેમ સુખને કે પરમ ગતિરૂપ મોક્ષને પણ પ્રાપ્ત કરી શકતો નથી. ૧૭

કલ્યાણની ઈચ્છાવાળા મનુષ્યોએ સર્વવસ્તુ-માંથી અનેક કારણોને લીધે પણ સારનેજ ગ્રહણ કરવો તે કહે છે:

अनंतशास्त्रं बहुलाश्च विद्या
ह्यल्पश्च कालो बहुविघ्नता च ।
यत्सारभूतं तदुपासनीयं
हंसो यथा क्षीरमिवाम्बुमध्यात् १८

શાસ્ત્રો અનેક છે, વિદ્યાઓ ઘણી છે, સમય થોડો છે અને વિઘ્નો અતિશય છે, માટે હંસ જેમ દુધ ( સાથે મેળવેલા ) પાણીમાંથી દુધને ખેંચી કાઢે છે તે પ્રમાણે મનુષ્યે જે સારભૂત હોય તેનો સ્વીકાર કરવો. અર્થાત્ ખાસ ઉત્તમ વસ્તુને ગ્રહણ કરી અન્યનો ત્યાગ કરવો. ૧૮

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ।
सर्वतः सारमादद्यात्पुष्पेभ्य इव षट्पदः ॥१९॥
[ भा. ११-८-१०

બુદ્ધિમાન્ પુરૂષે ભમરો જેમ પુષ્પોમાંથી સાર ગ્રહણ કરે છે તે પ્રમાણે નાની વસ્તુમાંથી, મોટીમાંથી કે શાસ્ત્રમાંથી પણ સર્વમાંથી સાર ગ્રહણ કરવો. ૧૯

પ્રસંગોપાત જ્યાં પરીક્ષકો નથી ત્યાં કોઈ-પણ વસ્તુની કિંમત નથી તે કહે છે:

परीक्षकाः सन्ति न यत्र देशे
नार्घन्ति रत्नानि समुद्रजानि।
न वेत्ति यो यस्य गुणप्रकर्षं
स तं सदा निन्दति नात्र चित्रम् २०

જે દેશમાં પરીક્ષા કરનારા હોતાં નથી ત્યાં સમુદ્રમાંથી ઉત્પન્ન થએલાં રત્નો પણ મૂલ્યવાન્ ગણાતાં નથી એટલે તે પ્રમાણે જે મનુષ્ય જેના ગુણોની મહત્તાને સમજતો નથી તે તેને હમેશાં નિંદે છે એમાં આશ્ચર્ય નથી. २०

હવે યજ્ઞ કરવા યોગ્ય પવિત્ર દેશ તથા મ્લેચ્છ દેશ કોને કહેવામાં આવે છે તે પણ ભારતવર્ષની ઉત્તમતાને માટે કહે છે:

कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः।
स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परम् २१

[ मनुः २-२३

જે દેશમાં સ્વાભાવિક રીતેજ કૃષ્ણસાર (કઢીયાર) મૃગ ફર્યા કરતો હોય તે દેશ યજ્ઞ કરવા યોગ્ય દેશ જાણવો અને એ સિવાયના દેશને મ્લેચ્છ દેશ સમજવો. ૨૧

હવે મનુષ્યોને આત્મકલ્યાણ માટે સત્સંગ કરવાના હેતુથી સત્સંગ કરવા યોગ્ય ઉત્તમ મનુષ્યો સંસારમાં ચૌદ પ્રકારની વૃત્તિવાળા હોય છે તે કહે છે:

मृच्चारणीमहिषहंसचुकस्वभावा
मार्जारदर्पमशकेन्दुजलौघतुल्याः ।
शतच्छिद्रकुंभपशुसर्पशिलास्वभावाः
सभ्या नरो भुवि चतुर्दशधा भवन्ति २२

પૃથ્વીને વિષે માટી, ચારણી, મહિષ, હંસ તથા ચુકના સરખા સ્વભાવવાળા તેમજ બીલાડો, દર્પ, મચ્છર, ચંદ્ર અને પાણીના સમૂહ જેવા તેમ સો છિદ્રવાળો ઘડો, પશુ,

સાપ અને પથ્થરના જેવી પ્રકૃતિવાળા એમ ચૌદ પ્રકારના ઉત્તમ પુરૂષો થાય છે. ૨૨

હવે સત્સંગનું માહાત્મ્ય બતાવે છે:

कल्पद्रुमः कल्पितमेव सूते
सा कामधुक् कामितमेव दोग्धि ।
चिंतामणिश्चिंतितमेव दत्ते
सतां हि संगः सकलं प्रसूते ॥२३॥

કલ્પદ્રુમ કલ્પના કરાયલી વસ્તુનેજ ઉત્પન્ન કરે છે (આપે છે), કામદુધા જે વસ્તુની કામના હોય તેને દુહે છે (આપે છે) અને ચિંતામણિ તે મનમાં ચિંત્વન કરેલી વસ્તુને આપે છે, પરંતુ સજ્જનોનો સંગ તો સર્વ વસ્તુને ઉત્પન્ન કરે છે (આપે છે). ૨૩

વળી સાધુપુરૂષોના પ્રસંગથી મુમુક્ષુને કંઈ પણ દુર્લભ નથી તે કહે છે:

दृष्टा स्पृष्टा नता वा कृतपरिचरणा भोजिताः पूजिता वा सद्यः पुंसामघौघं बहुजनिजनितं घ्नन्ति ये वै समूलम् । प्रोक्ताः कृष्णेन ये वा निजहृदयसमा यत्पदे तीर्थजातं तेषां मातः प्रसङ्गात् किमिह ननु सतां दुर्लभं स्यान्मुमुक्षोः ॥२४॥

જેમનું દર્શન કરવાથી, જેમનો સ્પર્શ કરવાથી, જેમની સેવા કરવાથી, જેમને ભોજન કરાવ્યાથી અને જેમનું પૂજન કરવાથી જેઓ મનુષ્યોના અનેક જન્મના પાપસમૂહને તત્કાલ મૂલમાંથીજ નાશ કરે છે અને ભગવાન્ શ્રીકૃષ્ણ જેમને પોતાના હૃદયસમાન કહે છે તથા જેઓનાં ચરણકમલમાં સર્વ તીર્થો રહેલાં છે તેવા સાધુ પુરૂષોના સમાગમથી હે માતા ! આ સંસારમાં મોક્ષની ઇચ્છાવાળા મનુષ્યને ખરેખર શું દુર્લભ છે ? કંઇજ નહિ. અર્થાત્ સત્સમાગમ જેવી ઉત્તમ વસ્તુ મુમુક્ષુ માટે બીજી કોઇ પણ નથી. ૨૪

આ પ્રમાણે આ પુરૂષોત્તમ ગીતારૂપે સર્વ તત્ત્વનું કથન કરી એ ગીતા પણ ભગવદ્ગીતાના અંશરૂપેજ હોવાથી એની મહત્તા બતાવતાં એ ગીતા પણ પરમ અમૃત સમાન છે તેને માટે કહે છે:

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ॥
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् २५

સર્વ ઉપનિષદ્રૂપી ગાયો છે, ભગવાન્ શ્રીકૃષ્ણ તેના દોહનાર છે, અર્જુનરૂપી બુદ્ધિમાન્ વાછરડો ભોક્તા છે અને ગીતારૂપી મહત્ અમૃત એ દુધ છે. અર્થાત્ ગીતામૃતનું પાન એ સર્વને કલ્યાણકારક છે. ૨૫

ગીતાના માહાત્મ્યને અંગે સંસારમાં કઈ કઈ વસ્તુ વધારે ઉત્તમ છે તે કહે છે:

सर्वशास्त्रमयीगीता सर्वदेवमयो हरिः ।
सर्वतीर्थमयी गंगा सर्ववेदमयो मनुः ॥ २६ ॥

ગીતા એ સર્વ શાસ્ત્રરૂપ છે, ભગવાન્ વિષ્ણુ એ સર્વ દેહમય છે, ગંગા એ સર્વ તીર્થમય છે અને મનુ એ સર્વ વેદમય છે. અર્થાત્ ગીતામાં સર્વ શાસ્ત્રનો સાર આવી જાય છે, ભગવાન્ વિષ્ણુમાં સર્વ દેવો આવી જાય છે, ગંગામાં સર્વ તીર્થોનો સમાવેશ થઈ જાય છે અને ભગવાન્ મનુની ઉક્તિમાં પણ સર્વ વેદનાં પ્રમાણોનો અર્થ આવી જાય છે. ૨૬

ભગવદ્‌ગીતાના અભ્યાસીની યમરાજ પણ ચર્ચા કરી શકતા નથી તે કહે છે:

भगवद्गीता किंचिदधीता
गंगाजललवकणिका पीता ।
येनाकारि मुरारिसमर्चा
तस्य यमः किं कुरुते चर्चाम् ॥२७॥

[ च. पं.

જે મનુષ્યે કંઈક પણ ગીતાનું અધ્યયન કરેલું છે, જેણે લેશમાત્ર પણ ગંગાના જલનું પાન કર્યું છે અને જેણે મુરારિ ભગવાન્‌નું પૂજન કરેલું છે તેની યમરાજ પણ શી ચર્ચા કરી શકે તેમ હતા? અર્થાત્ એવા મનુષ્યને યમરાજ પણ કંઈ કરી શકે તેમ નથી. ૨૭

હવે આ પુરૂષોત્તમગીતા—ભગવદ્ગીતા-રૂપી ભગવાન્‌ના રહસ્યને પ્રસિદ્ધ કરનારને શું ફળ મળે છે તે ભગવાન્ પોતે સ્વમુખે કહે છે:

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः २८

[ભ. ૧૮–૬૮

જે મનુષ્ય આ (ભગવદ્ગીતારૂપ) પરમ રહસ્ય મારા ભક્તોને સંભળાવશે તે મારે વિષે ઉત્તમ ભક્તિ પ્રાપ્ત કરીને (અન્તે) મનેજ પામશે એમાં સંશય નથી. ૨૮

અંતમાં ગ્રંથની સમાપ્તિને વિષે ગ્રંથના સંયોજક પરમાત્માની સ્તુતિ કરે છે અને જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર પરમાત્માનો પાર કોઈપણ પામી શકે તેમ નથી તે કહે છે:

द्युपतय एव ते न ययुरन्तमनन्ततया
त्वमपि यदन्तराण्डनिचया ननु सावरणाः ।
ख इव रजांसि वान्ति वयसा सह यच्छ्रुतय-
स्त्वयि हि फलन्त्यतन्निरसनेन भवन्निधनाः २९

[ भ. १०–८७–४१

હે પ્રભો ! ઇન્દ્રાદિ દેવો પણ આપની અનંતતાને લીધે આપનો પાર પામી શકયા નથી અને આપની અંદર પ્રકૃતિ વગેરે આવરણોવાળો અંડોનો સમૂહ હોવાથી આપ પણ આપનો પાર પામી શકયા નથી; આકાશમાં

જેમ ધૂળ વાય છે તેમ તે અણ્ડાના સમૂહ પણ કાલની સાથે આપનામાં ભમ્યા કરે છે અને તેથી શ્રુતિઓ પણ 'नेति नेति' એ પ્રમાણે નિષેધ કરતી આપના સુધી આવીને અટકી પડે છે અને છેવટે આપનુંજ પ્રતિપાદન કરે છે. ૨૯

અંતિમ સ્તુતિ કરી હવે આ "શ્રીપરબ્રહ્મ-પ્રકાશ"ના નકશામાં રહેલા ઉત્તમ જ્ઞાનથી મનુષ્યને શી ફલપ્રાપ્તિ થાય છે તે કહે છે:

श्रीमच्चित्रपटस्य येन च परब्रह्मप्रकाशस्य यत् ।
ज्ञानं गूढमलौकिकं हि ऋषिभिःप्राज्ञैःपुरा सेवितम्
तत्सुश्रावमनोविचारसुनिदिध्यासेन चाचर्यते ।
तेनैव प्रभुनिर्विकल्पकतया मोक्षः परःसाध्यते३०

શોભાયમાન એવા આ "શ્રીપરબ્રહ્મપ્રકાશ" ના નકશાનું ગુપ્ત અને દિવ્ય એવું જે જ્ઞાન છે, કે જે પૂર્વે બુદ્ધિમાન્ ઋષિઓએ સેવેલું હતું તે જ્ઞાનનું જે મનુષ્ય શ્રવણ, મનન અને

નિદિધ્યાસન કરે છે તેજ મનુષ્ય પ્રભુનું નિર્વિકલ્પ જ્ઞાન મેળવી અંતે ઉત્તમ એવા મોક્ષને પામે છે. ૩૦

इति श्रीपुरुषोत्तमगीतायां विविधाविषयसहितं गीताफलश्रुतिकथनं नामाष्टमोऽध्यायः ॥

ઇતિ શ્રીપુરૂષોત્તમગીતાને વિષે "વિવિધવિષયસહિત ગીતાફલશ્રુતિકથન" નામનો અધ્યાય ૮ મો સંપૂર્ણ.

**॥ इति "श्रीपुरुषोत्तमगीता" समाप्ता ॥**

ઇતિ શ્રી ગુજરાતી ભાષાંતરસહિત "શ્રીપુરૂષોત્તમગીતા" સમાપ્ત.



# ચાલુ સમયમાં સોનેરી સલાહ.

———:o:———

આધુનિક સમયમાં અનુભવના અભાવે ભલતી વાતો કરવાથી એકને બદલે બીજું વેતરાઈ જાય છે તેવું ન બને તે માટે અમોએ અમારા કેટલાક ગ્રાહકોના આગ્રહથી જ્યોતિષ સંબંધી દરેક કામ જન્મપત્રિકા, વર્ષફળ, ટપકા વગેરે બનાવવા તથા ચોક્કસ ફળ કહેવાનો પ્રયત્ન ઘણા વર્ષના અનુભવ પછી કરવાનો વિચાર રાખેલો છે. એક વખત મલવાથી ખાત્રી થશે.

શાસ્ત્રી મોહનલાલ જગન્નાથ દ્વિવેદી,

ભુલેશ્વર રોડ, કબુતરખાના સામે,

ઘર નં. ૧૧૬, ચોથે માળે,

મુંબઈ.

